શીશીમાં ભરેલો હોય કે ભરી શકાય તેમ માની હવે તો પેલાએ પચ્ચીશ સોનેટ લખ્યાં તો ઓલાએ પચ્ચાસ ચીતર્યાં, અને આ ચૌદ ગંઢાની શરતમાં બીજા સો ને દોઢસો લખવાની તડામારમાં પડયા પણ હોય તેવાં ચિહ્નો દેખાય છે. એકાદ ભાવનો મોજો હૃદયસાગરમાં ઊઠે, તે કલ્પનાનો વાયુ ભરતો ધસે અને કિનારા પર આવતાં જોરથી ગુલાંટ ખાઇને ભાંગે, ને તેમાંથી ફીણનાં પુષ્પો ઊડે ને પળભર પથરાઇ રહે, એ આ સોનેટની રચનાની વિશિષ્ટતા અને આકર્ષકતા છે. અંગ્રેજી સાહિત્યના સંપર્કથી આ રચનાની મોહકતા યુવાન કવિઓને આકર્ષે તે સ્વાભાવિક છે, અને લાટિન ભાષાથી માંડીને યુરોપની તમામ ભાષાઓમાં જે જાતની સિદ્ધ ને સફળ રચનાનાં સોનેટ રચાયાં છે ને રચાય છે, તેવાં આપણી ભાષામાં રચાય, તો આપણી ભાષામાં પણ એ શોભે ને એનું સ્થાન કાયમ રહે. એવું ભવિષ્ય લાગે છે. પણ યુરોપમાં પેટ્રાર્ક કવિની શૈલીનાં ને તેના રચનાવિધાનનાં સોનેટો જ સોનેટ તરીકે સાહિત્યપંડિતોએ માન્ય રાખ્યાં છે, અને અંગ્રેજી કવિતામાં એ રચના સાથે એનાથી કંઇક વધુ સાદી કવિ શેક્સપીઅરની શૈલીની રચના પણ સોનેટ માટે માન્ય થઇ છે. પણ એ રચનાવિશિષ્ટતા સોનેટની પ્રાસાનુપ્રાસરચના પરત્વે અને સોનેટની પૂર્ણાહુતિ સંબંધમાં રહેલી છે. બાકી અંગ્રેજીમાં સોનેટનું વૃત્ત—તેનો 'મિટર'—તો એકજ સ્વીકારાયેલો છે, અને તે "આયંબિક પેન્ટામિટર." એ છંદનું વિધાન અંગ્રેજી "હિરૉઇક વર્સ"નું અથવા તેજ માપ ને લયમાં લખાતા "અખંડ પદ્ય" એટલે "બ્લૅંક વર્સ"નું જ રાખવામાં આવેલું છે પણ આપણે ત્યાં તો હજી એ છંદ માટે તો અરાજકતા જ ચાલે છે, બલ્કે રુચિસ્વતંત્રતા પ્રમાણે ગમે તે છંદની ચૌદ લીટી લખી એટલે સોનેટ થઇ ગયું, એમ મનાય છે, તે એટલે સુધી કે પૃથ્વી, સ્રગ્ધરા, શિખરિણી, મંદાક્રાંતા, શાર્દૂલવિક્રીડિત જેવા સત્તરથી વધુ શ્રુતિના છંદોથી માંડી વસંતતિલકામાં અને ઉપજાતિમાં એટલે અગ્યાર શ્રુતિના નાના છંદની ચૌદ લીટી લખી કાઢી તેને પણ સોનેટ કહેવાનો સંતોષ લેવામાં આવે છે!

મારો તો નમ્ર અભિપ્રાય છે કે આ જાતના રૂપબંધ છંદોમાં સોનેટ લખતાં, મેં આગળ ઉપર કહ્યું તેમ, આપણા ગુજરાતી શબ્દોની દેખાતી ઘણી લઘુ શ્રુતિઓ દ્રુત કે શાંત બોલાતી હોવાથી, એ રચનામાં શબ્દોના કઠોર અને અગુજરાતી ઉચ્ચારો થાય છે. ગુજરાતી સોનેટના 'પિતા' થયેલા શ્રી. બળવંતરાય ઠાકોર જેવાને હવે આખરે આ ઉચ્ચારવિધિની વિલક્ષણતા ઉઘાડી દેખાય છે, અને તેથીજ એમણે પોતાનાં સોનેટોમાં તેનું 'પૃથ્વી છંદ'નું કે બીજા રૂપબંધ છંદનું સિદ્ધ રૂપોવાળી શ્રુતિઓનું માપ રાખ્યા છતાં સંસ્કૃત શબ્દોના તત્સમ રૂપોમાં પણ આંખે દેખાતી બે લઘુ શ્રુતિ ખરી રીતે ગુજરાતીમાં એક લઘુ ને એક દ્રુત હોવાથી બે શ્રુતિ મળી એક એકમ-વાળી ગુરુ શ્રુતિ લેખે પોતે વાપરી છે, અને એમનું જોઇ બીજાઓએ પણ વગર સમજ્યે એવો ઉપયોગ કીધો છે. રૂપબંધ છંદોમાં શ્રી. નાનાલાલ કવિએ પણ એવી તોડછોડ કીધેલી છે. કવિનો કાન જેમ વધુ સૂક્ષ્મ થતો જશે, કવિતાની વાણી એ આંખનો નહીં પણ કાનનો-શ્રુતિનો-વિષય છે, એ સત્ય સ્પષ્ટતાથી જ્યારે આપણા કવિઓ ધ્યાનમાં લેશે, ત્યારે આ સંસ્કૃતમાંના રૂપબંધ કે અક્ષરબંધ છંદોનો ઉપયોગ કરતાં વિચાર કરતા થશે.

અસ્તુ. હાલ તો આ રચના માટે આટલું જ વિવરણ આ સ્થાને બસ થશે. સોનેટપ્રિય નવીન કવિઓ હજીયે રચનાવિધાનનું કશું બંધન પાળતા નથી. જ્યાં પ્રાસ પૂરા મળ્યા ત્યાં રાખવા ને જ્યાં તે ન મળે ત્યાં ગમે તેમ ચલાવી લેવા, પદ્યલયમાં ગમે ત્યાં યતિભંગ આદિ ગમે તેવી છૂટ લેવી, વિભક્તિના પ્રત્યયો જુદા પાડી બીજી પંક્તિમાં લઇ જવા, વાક્યનો ને તેનાં અંગોનો અન્વય ગમે તેવો અટપટો રાખવો કે જેથી કાવ્યની સુબોધતામાં વાંધો આવે ને અર્થ બેસાડતાં વાર લાગે, વિશેષણ પહેલી પંક્તિમાં તો દસબાર શબ્દો પછી વિશેષ્ય બીજી ત્રીજી પંક્તિમાં ગોઠવાય—આ બધું કુંભમેળા જેવું કવિના લખતાં માત્ર ચૌદ લીટીની રચનામાં આવવા દેવું, એ કવિની

કળા માટે તો શોભાભર્યું નહીં જ કહેવાય એક તો શુદ્ધ ગુજરાતી ભાષાનો પૂરો અભ્યાસ નહીં, ભાષા પર પ્રભુત્વ નહીં, પદ્યમાં શું શોભે ને શું ન શોભે ને શું અડવું લાગે તેની કુરુચિ સુરુચિની સમજ નહીં, ફારસી, અરબ્બી ને સંસ્કૃત તત્સમ શબ્દો સાથે સાથે ખડકાવી મૂકે, જોડાક્ષરને છૂટા કરે કે છૂટા અક્ષરોને પદ્યબંધ માટે જોડી નાખે, પદ્યપંક્તિની સંધિઓના નિયમ જાળવે નહીં, પંક્તિમાં વિચાર પૂરો નહીં સમાય ત્યારે તેમાં શ્રુતિઓ વધારે ઉમેરી દઇને પછી તેના છંદનામ પર 'તિલક' શબ્દ સાંધી દઈ તે જાણે ખાસ નવો છંદ બનાવ્યો હોય તેવો ભાસ કરે, "કરતાં" 'બોલતાં' આદિ કૃદંત રૂપોને ઠેકાણે શ્રુતિબંધને ખાતર 'કરત' 'બોલત' એવાં સંકેતવાચક ક્રિયાપદનાં રૂપ ખોટી રીતે વાપરી વ્યાકરણભંગ કરે—એવી એવી ઉઘાડી પદ્યરચનાની અશક્તિનું પ્રદર્શન કર્યા કરતાં સોનેટ નહીં લખે તો શું કવિપદ પરથી કોઇ ઉતારી મૂકે એમ છે? કે જોરજુલમથી એવાં સોનેટ લખીને મોટા કવિ કહેવડાવવાનો કાયદો ગુજરાતી સાહિત્યની કૌંસિલમાં પસાર કરાવી શકાશે? આ બધો સમયનો ને શક્તિનો વ્યય આવાં ઢંગધડા વગરનાં સોનેટો લખીને કરવામાં ને તેનાથી આખું પુસ્તક ભરવામાં શો સાર નીકળશે? રસપરીક્ષણનો, ભાષાસ્વામીત્વનો ને પદ્યાલેખનનો ખરો ને સૂક્ષ્મ ઝવેરી આવા ખોટા હીરાઓથી શું અંજાઇને છેતરાઇ જશે? આવું કાવ્યલેખનનું ને પદ્યરચનાનું તૂત ઘણાં વર્ષથી ગુજરાતી સાહિત્યમાં ચાલ્યું છે, પણ હવે સારી આશા આપનારા નવીન કવિઓ પણ ખરું રહસ્ય સમજ્યા વગર એ વિપથ માર્ગે માત્ર મોટાં નામો પાછળ દોરવાઇ જઇને પોતાની શક્તિ વેડફી મારે છે, તે જોઇને આ ટાણે તેને ઉઘાડું પાડવાની હું મારી ફરજ સમજું છું. વ્યક્તિઓ કરતાં સાહિત્યનાં એટલે પ્રજાનાં સૂક્ષ્મ હૃદયબુદ્ધિચૈતન્યના પ્રગતિમાર્ગના અમર સ્તંભોનાં સનાતન સત્યો વધારે અગત્યનાં છે, અને વ્યક્તિઓ પ્રત્યેનાં માન ને સદ્‌ભાવ કરતાં સનાતન સત્યો માટેનો સદાગ્રહ વધારે મોંઘામૂલો છે. માટે જ આપણા સાહિત્યનું ધન જાળવી રાખવા ને તેને વધારવા અહીં જે

સ્પષ્ટતાથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે પ્રત્યે નિષ્કામવૃત્તિથી વિચાર કરવા હું આજના કવિઓને તથા વાચકોને વિનવું છું. આવી ને આવી અરાજકતા ચાલ્યાજ કરશે તો આપણા નવીન કવિઓ ક્યાં જઈ અથડાશે તેની કશી ગમ પડતી નથી.

વારુ. હવે આ સંગ્રહના છેલ્લા વિભાગમાં જે બાર સોનેટો લખાયેલાં છે, તેને ઉપલી કસોટીએ કસી જોવા હું રસજ્ઞ વાચકને આમંત્રું છું. પોતાના સહગામી કવિઓનાં સોનેટો જોઇને સ્વાભાવિક રીતે શ્રી. કોલકે પણ પહેલાં તેવાંજ અનેક દોષયુકત સોનેટો લખ્યાં હતાં. મેં એ ભાઇનું એ પ્રત્યે લક્ષ ખેચ્યું, અને બની શકે તો તે કમીમાં કમી દોષવાળાં કરવા ને સુધારવા મેં વિનંતિ કીધી. એ અરજ કેટલી ફળી છે, તે એ સોનેટો ફરી વાંચતાંજ હું જોઇ શકયો છું. આ સોનેટોમાં ભાષાનું એકધારું વહન સારી પેઠે વહે છે, અને અર્થબોધ વાંચતાં વાંચતાં સરલતાથી થઇ જાય છે, એજ એની પ્રથમ સિદ્ધિ છે. એમાં ચાર સોનેટો પેટ્રાર્કની યા મિલ્ટનની વિધિનાં પૂર્ણ પ્રાસ જાળવતાં સોનેટો છે. બીજાં એ વિધિની નજીકનાં તેમજ શેકસ્પીઅરની વિધિનાં છે. તેમજ બે સોનેટોની પ્રાસરચનાની ને પંક્તિઓની ગોઠવણી જરા જુદીજ રીતની નવીન જેવી છે. આગળ ઉપર મેં લખ્યું જ છે કે સોનેટરચનાની કોઇ પણ એક કે બે વિધિ હજી નક્કી થઇજ નથી, એટલે આ જાતની અરાજકતામાં ખાસ શ્રી. કોલકનો દોષ કાઢવા જેવું નથી.

ઉપલાં બાર સોનેટોમાં વતનનું સ્મરણ, સ્થિતિનું પરિવર્તન, શંકા, અમરસ્નેહનો તારો, પ્રયાણ, અમે કવિ? સીમની સંધ્યાને વિદાય, ચાલી જતી સંધ્યાને, અને વદાય, એ નવ સોનેટો મને સુંદર લાગ્યાં છે. એમાં ભાવ, કલ્પના, રસ, ભાષાની સરલતા તેમજ બાંધો, અને પદરચનાની કુશળતા ઓતપ્રોત છે અને એ નવે ઊંચી પરીક્ષક બુદ્ધિથી પણ સોનેટ નામને લાયક છે. થોડાક સુંદર નમૂના એ સોનેટોમાંથી પણ અહીં જોઇ લઇએ. "શંકાનું" આ સુંદર ઉત્તરાર્ધ જુઓ :

થશે શું નવપૂર્ણિમા ગળાની ઇન્દુરેખા સખી?
સદાય ક્ષયવૃદ્ધિના જીવનમાંય પક્ષો હશે?
જશે ધવલ માધુરી શુભ મયંકની આથમી,
અને ભવનિવાસનાં પગથિયાં ચઢંતાં, થશે
સખી! પ્રણયજ્યોત્સ્નિકા પણ શું કૃષ્ણપક્ષે ક્રમી,
પછી ત્રુટિત ચંદ્રશું હૃદયપોઠડું હાંકશે?

—એકએક શબ્દ ને વિશેષણ અર્થની પૂર્તિ કરે છે, અને ચિત્રમાં રંગ પૂરે છે. નવપૂર્ણિમાની ઉત્પ્રેક્ષા પ્રણયપૂર્ણિમાના ભાવ સાથે છેવટ સુધી સુંદર સાથ આપે છે. "શુભ મયંક"માં એકજ વિશેષણ "શુભ" કેવું અર્થપૂર્ણ છે! શુભ એટલે રૂડા નહીં, પણ શુક્લ પક્ષનો. શુક્લપક્ષનો ચંદ્ર શુભ મનાય છે. આ આખું ઉત્તરાર્ધ ફરી ફરીને વાંચી જુઓ, એના શબ્દે શબ્દમાંથી ભાવ ને અર્થની પેલી "ધવલ માધુરી" ઝર્યા જ કરશે.

મિત્રના મૃત્યુ પર "અમર સ્નેહનો તારો" એ સૉનેટની નીચલી પંક્તિઓ વાંચો:

"રહીશ નિરખી હવે નવલરૂપ સંધ્યા, અને
દિગંતશિર પશ્ચિમે નનક તારલો એ લવે:
સખા! નિરખતો રહું તવ પ્રશાંત રાત્રી હવે,
જીવું વિરહગ્રસ્ત તારક સમો વ્યથાસ્પંદને
સમૌન દ્રવતો, નિહાળી જગનાં ઠગારાપણાં,
અને ચમકતો રહું અમર સ્નેહમાં આપણા!"

—આકાશનો તારો એકલો જોયા કરે અને સમૌન ધ્રૂજ્યા કરે, એવા વિરહગ્રસ્ત તારા જેવો જીવતો રહેલો મિત્ર અમર સ્નેહમાં ચમકતો રહીને દુનિયાનાં એવાં ઠગારાપણાં હૃદયમાં દ્રવતો દ્રવતો જોયા ને વિચાર્યા કરે, એ કરુણ ભાવ અને વૈરાગ્ય કેવા ઉચિત ને સાર્થ શબ્દોમાં દર્શાવાયા છે.

અને "પ્રયાણ"માંની સૂર્યાસ્તની આ નવી કલ્પના જુઓ:

'પડે ક્ષિતિજકૂપમાં ગગનચોકનો ઘંટ ત્યાં!"
"દિસે ગગનઘંટનો કનકદોર તૂટ્ંત ત્યાં!"

"અમે કવિ?" એ સોનેટમાંની પણ નવી ને તાજી ઉપમા ને ઉત્પ્રેક્ષા જુઓ:

"ઝગે નભશિરે ભલે તગરપુષ્પ શા તારલા;
શશી બદલતો રહે રસિક રાશિના હારલા."

—ચંદ્ર દર સવા બે દિવસે આકાશમાં રાશી બદલે છે, તે જાણે એ રાશીઓ—તારાઓની જુદી જુદી ગોઠવણથી ગૂંથેલા હાર જેવી રાશીઓ—ગળામાં નાખીને તે બદલ્યા કરે છે!

અને "સીમની સંધ્યાને વદાય" વાળું સોનેટ આખુંજ વાંચ્યા કરો:

"ચરી મેદાનોમાં ઘર તરફ સૌ ઢોર ફરતાં
"ઊભેલી સંધ્યાની પગલી ચૂમતાં એકવદને."

—આખુ ઢોરનું ટોળું મેદાનમાં ચરતું હોય તે જાણે એકજ વદન-મુખ વાળું હોય તેમ વાંકું વળીને સંધ્યાની પગલી ચૂમે છે! એ વાંચતાં મને વડ્સ્વર્થ કવિની પેલી સુંદર પંક્તિ યાદ આવે છેઃ Full forty feed like one! અને એ સોનેટનું ઉત્તરાર્ધ પણ બહુ સુંદર ઉત્પ્રેક્ષાથી વિભૂષિત છે:

"પનિહારીઓએ પણ સરિતમાં પાય ભીંજવી
નિહાળ્યો પશ્ચિમે અવર જન કો કુંભ ભરતો.
મહાબ્ધિ—ઓવારે કનકજળમાં શાંત નયને."

—એક બાજુ પનિહારીઓ સાંઝે નદીમાં પાણી ભરવા જાય ને પોતાનો કુંભ—ઘડો—પાણીમાં ઉતારે, ને બીજી બાજુ પશ્ચિમમાં મહાસમુદ્રના ઓવારા પરથી ત્યાંના સુવર્ણમય પાણીમાં (સંધ્યાની છાયાથી પાણીનો રંગ સુવર્ણમય થયો હતો તેમાં) કોઇ બીજો શાંત નયને પોતાનો કુંભ (સૂર્ય) પાણી ભરવા ઉતારે: સંધ્યાની છાયા પૃથ્વી પર પડી નદીને ને પનિહારીઓને સાંધ્ય રંગમાં ઝબકોળે, અને નદીમાં કુંભ ઉતારી પાણી ભરતી પનિહારીઓની છાયા વિરાટરૂપ બનીને આકાશમાં જાણે કોઇ વિરાટ આત્મા બની પોતાનો કુંભ મહાસમુદ્રમાં—અનંતત્વના સાગરમાં—ઉતારે, એ સૂર્યાસ્ત વેળાનું કેવું સચોટ ચિત્ર કવિએ ત્રણજ પંક્તિમાં ઉતાર્યું છે! આવી

કવિત્વકલાને ધન્યજ છે! "ચાલી જતી સંધ્યાને" એક સુંદર સોનેટ છે. બીજના ચંદ્રની રેખાની ઉત્પ્રેક્ષા પગની નખલી માટે ઘણીજ સુંદર છે, અને એ આખાય સોનેટનો ભાવ—જાણે સંધ્યા જતાં કવિ પોતાની બધી કવિતાનું એ પ્રેરણામૂળજ ચાલી જતાં પાંગળો થઇ જશે—તથા એનો આખો ઉઠાવ, એની વેધક શબ્દોમાં કરેલી કરુણ વિનવણી, બધું જ સુંદર ને પ્રશંસાપાત્ર છે. છેલ્લું "વદાય"નું સોનેટ પણ કવિતા-કન્યાઓને સાસરે વળાવતી વેળાના હર્ષશોકમિશ્રિત ભાવોથી કેવળ શુદ્ધ રચનાકળાથી ઠીક દીપી રહે છે, અને એની છેલ્લી પંક્તિમાં એમની આ કવિતાઓને જેમ વદાય આપી છે, તેમ આપણે પ્રત્યેક વાચક પણ ચાહીશું કે એમની કવિતાએ

"ભર્યું મારું તેવું ઉરસદન સૌનું જઇ ભરો!"

રચનાવિધાનમાં શ્રી. કોલકની કળા સિદ્ધિ મેળવતી જાય છે, તેનું એકજ સચોટ દૃષ્ટાંત અહીં આપવું અયોગ્ય નહીં લાગે. આજકાલની કવિતામાં વ્યર્થ પાદપૂરક "જ" ઘડી ઘડી દેખાય છે, તેવા મિથ્યા અર્થહીન અક્ષરો કે શબ્દો શ્રી. કોલકના આ સંગ્રહમાંથી જવલ્લેજ મળી શકશે. વળી ગ્રામ્ય અને અપરિચિત પ્રાંતિક શબ્દો, શબ્દોના અંગની તોડફોડ, ખોટી સંધિઓ, વ્યાકરણભંગ, એવા એવા આજકાલ વિદ્વાન ગણાતા કવિલેખકની કવિતાઓમાં પણ દેખા દેતા દોષોનાં દર્શન મળવાં પણ અહીં દુર્લભ થશે. આ સિધ્ધિ શ્રી. કોલકે આ વર્ષેકના ગાળામાં મારા માર્ગદર્શનથી મેળવી લીધી છે, એ કાંઇ સહજ વાત નહોતી. જીવન સાથેજ જન્મેલી પ્રેરણા વિના તો ખરા કવિ થવાતું જ નથી, તોપણ કવિતાના દેહની સિદ્ધિ મેળવવા માટે, ખાણમાંથી કાઢેલા ખરા હીરાનું પૂર્ણ નૂર ને તેની પૂરી કિંમત અંકાવવા જેમ કુશળ કારીગીરીથી પાસા પાડવાની જરૂર છે, તેમ સત્ય માર્ગદર્શનથી અભ્યાસ કરવાની અને કવિતાનાં તમામ અંગોની સપ્રમાણતા ને શુદ્ધિ જાળવવાની અગત્યતા છે. એ વિના ગમે તેવા સારા કવિનું કવિત્વ બારેવાટ જાય છે, અને તેની ઘટતી જોઇતી કદર આવા અણઘડપણાને લીધે થઇ શકતી નથી.

આ લેખમાં શ્રી. કોલકની કાવ્યશક્તિની જે પ્રશંસા કરવામાં આવી છે, તેથી એમ સમજવાનું નથી કે એમનાં કાવ્યોમાં દોષ છેજ નહીં. દોષ શોધવાજ જાય તેને તે કહી કહીં મળીજ આવે છે. શ્રી. કોલકે હજી પોતાની પચ્ચીશી પૂરી કીધી નથી, એમના પ્રતિકૂલ સંજોગોએ એમને ઊંચી યુનિવર્સીટીની કેળવણીથી બાકાત રાખ્યા છે, દુનિયાના ઉચ્ચ કાવ્ય ગ્રંથોનો તથા કાવ્ય શાસ્ત્રનો કે તેના અનુષંગિક શાસ્ત્રોનો એમનો અભ્યાસ હજી પ્રારંભની પાયરી પરજ ચઢેલો છે, ગજવે પણ એ બહુ ગરીબ છે; પણ આ બધી ન્યૂનતામાંથી એમણે જેટલી સિદ્ધિ આપબળે સાધી છે, તેટલી પ્રશંસાને પાત્ર જ છે. અને મારી ખાતરી છે કે આ સુંદર કાવ્યસંગ્રહ માટે સહૃદય વિવેચકો મારા એ મત સાથે મળતા થશે. વખત જતાં કળા ને કલ્પના ખીલશે તેમ તેમ કવિતાલેખન પર વધુ સિદ્ધ હથોટી બેસતી જશે.

શ્રી. કોલક બહુ ઉમંગી સાહિત્યકાર છે, અને એક વર્ષથી "માધુરી" નામે ઊંચા સાહિત્યાદર્શ સેવતા ત્રિમાસિકનું તંત્રીપદ તથા તેની માલિકી સાચવે છે. મને આશા છે કે પેટે પાટા બાંધીને કરેલી આ શોખની સાહિત્યસેવાને ગુજરાતની જનતા ઉત્તેજન આપી એમની ખીલતી શકિતનો લાભ આપણા સાહિત્યને આપશે. આ સંગ્રહમાં હું તો એમની કાવ્યશ્રી જોઇને આનંદ પામું છું કે,

"કવિના અંતરમાં મધુરાં સંગીત જાગે સ્વર્ગ–સૂરાં."
અને "કવિના મંગલ પ્રસ્થાને દુનિયા ડોલે રસતાને."
—કવિ અને વસંત.

અંતમાં "સાંધ્યગીત" ને ગુર્જર વાચકોના હસ્તમાં મૂકતી વેળા હું કવિને એજ આશીર્વાદ આપું છું કે "સાગર ઓવારે ગુજરાતે નવનવ કુસુમ સુજેલી" એમની પણ કવિતાકુંજ નવનવીન ફૂલપાનથી સદા ખીલતી રહે, અને ગુર્જર સાહિત્યમાં એમનો ફાળો ઉત્તરોત્તર એવો કિંમતી મળતો રહે, કે એમનીજ એક સુંદર પંક્તિ પ્રમાણે જરા ફેરવીને આપણે સૌ પ્રાર્થીએ :

"થજો જીવન એમનું મધુર કાવ્ય બ્રહ્માંડનું !" અસ્તુ !

દાદર, પારસી કોલોની, મુંબઈ
તા. ૧૩–૧૧–૧૯૩૮ } અરદેશર ફરામજી ખબરદાર



## સાંધ્યગીત

• પાલવડો મારો મેલો, મોહનજી •

(૧)

દરિયાની પાર પણે સંધ્યાના દેશમાં
　　દીઠી ઝરંત તારી પ્રભા અમી.
સારી ક્ષિતિજ તારા તેજોજ્જ્વલ રંગમાં
　　સોહે છે પ્રભુ! તારે ચરણે નમી:
　　દીઠી અનુપ એવી સંધ્યા ઘડી!

મારા વતનના ભૂલી પ્રાસાદને
　　દીઠી તૂટેલ તારી કુટિર પણે;
કનકની કોરવાળી રૂપેરી વાદળી
　　તારે તે દ્વારે ઝૂલે મંગલ ક્ષણે:
　　દીઠી અનુપ એવી સંધ્યા ઘડી!

મારી ગુજરાત ત્યાં રે હશે શું રાજતી?
કયાંથી એ ગુર્જરીનાં ગીતો સુણું?
સાગરની પાર પેલે મુજને આકર્ષતું
હશે શું મારું પૂર્વ વતન જૂનું?
દીઠી અનુપ એવી સંધ્યા ઘડી!

( ૨ )

સાગરથી દૂર દૂર ક્ષિતિજની ભોમ પર
સંધ્યાનાં રંગભીનાં પગલાં પડ્યાં;
આકાશી ગઢ ચઢી આવી દેવબાલિકા,
પૂરવથી આજ તેને સ્વપ્નાં જડ્યાં.

પૃથ્વીપથિક એક ચાલ્યો લઇ નાવડી,
જોજન કૈં સાગરનાં ઊતરી જતો—
પૃથ્વીને પાર ઊભી સંધ્યાના પાયમાં
અન્તરનાં ગાન ધરવા ઉત્સુક થતો.

દુનિયાથી દૂર અને માનવથી પર તેને
કંઇયે પથિક, તારી શી છે પડી?
અન્તરનાં ગાન તારાં તેને શું રોકશે,
એને શું થોભવાની મળશે ઘડી?

( ૩ )

સંધ્યાને ટાણે અહીં આવી તું, મોરલા,
ઝીણાં બુલંદ ગાન ગાઇ જજે!
પીંછાંના ચાંદ વેરી સરતી રજનીના
અંતરમાં તેજ તારાં છાઇ જજે!

ગાશે કંઇ ગાન કવિ હૈયાની હૂંફનાં,
તેનો એકાદ સૂર ઉઠાવી જજે!

પર્વતની પોળ મૂકી સાગરસીમ ઊતરી
ક્ષિતિજના દેશમાં જગાવી જજે!

મીઠા મયૂર મારા જીવનની કુંજના!
તારું યે ઉર કંઇ ખોલી જજે!

મારા જીવનકેરી રંગભરી સાંજના
મોંઘા મયૂર! કંઇ બોલી જજે!

# નવુંજ ગીત ગાને, કવિ!

• રાતું રાતું ગુલાબનું ફૂલ, ગુલાબમાં મ્હેકે છે •

તારી વાડીમાં મોરલો નાચે, નચવતો ગાને કવિ!
તેનાં પીંછાં ખરે કો ભવઆંચે, અમૃત તુજ પાને કવિ!

લીલી ભૂમિ પે આભ મીટ માંડે, ખીલીને કંઇ ગાને કવિ!
પૂઠે પગલાં ત્યાં રાત પેલી પાડે, પડે ન શું તે કાને કવિ?

બેઠાં આંબાડાળે કૈં દેવપંખી, હવે તો તુંયે ગાને કવિ!
તારા અંતરનું ગાન રહે ઝંખી, ટહૂકવા તે જાને કવિ!

પેલું પૂરવમાં મેઘધનુ તાણ્યું, તું ભેદી તેને ગાને કવિ!
કોણે તારું નિશાન નથી જાણ્યું? તું રંગવેધી થાને કવિ!

તારી વેદનાનાં આંસુ સૂકાવા તું એમ દેતો શાને કવિ?
એનાં મોતી કરી દે મઢાવા સુવર્ણમય ગાને કવિ!

તારા અંતરમાં સૂર નવા જાગે, જગાવ નવી તાને કવિ!
હવે ગાયું ન ગાતો જૂના રાગે, નવુંજ ગીત ગાને કવિ!

# કલ્પનાની પાંખ પર

• કુંજલડી રે સંદેશો અમારો •

કલ્પનાની પાંખ પર ઊડવું આકાશમાં
જાવું મારે કિયે ધામે જી રે?
સન્ધ્યાની વાદળીની સુંવાળી ગોદમાં
અંગે ન રંગ કંઇ જામે જી રે!

હૈયું તો વ્યોમના તારકોદ્યાનમાં
કલિકા કો ચૂંટવા ન માગે જી રે!
ચાંદાના હોડલામાં બેસી વિહારવા
આભનાં નીર આછાં લાગે જી રે!

ઉષાની ચુંદડીએ લ્હેરાતો ઊડવા
ઝૂલા ખાતાં ફેર આવે જી રે!
સ્વાતિની સેજમાં ને દિશાના દ્વારમાં
મારે એકાંત નહિ ફાવે જી રે!

વ્હાલપની વાટિકામાં ઘૂમવાને માગું, પણ
ખરતાં ફૂલો ક્યાં યાચું જી રે?
આવું, હો નાથ! તારે હૈયે હું ઊડતો,
કિન્તુ એ માને કોણ સાચું જી રે?

## બ્રહ્માંડનું કાવ્ય

• પૃથ્વી •

કરું કવન જો, ગુંથી ગગનગામિની કલ્પના,
સુમંજુલ પદાવલી લલિત ભાવ તેમાં વણી,
થશે હ્રુદયતૃપ્તિ તે સતત ગુંજતાં સ્વલ્પ ના,
ખરે સુકવિતા મઢી કનકમાંય હીરાકણી.

સુકાવ્ય રસધૂનમાં હ્રુદય વેદના ને વ્યથા
કરીશ લય, છેકતો કથન શબ્દકૌભાંડનું ;
ખરી કવનમોજ માણીશ ઉરે, પછી અન્યથા
થશે જીવન મારું કે મધુર કાવ્ય બ્રહ્માંડનું !

## અમારાં કાવ્યો

• ખંડ શિખરિણી •

અમારાં કાવ્યોનાં
બજારે કે વાટે કદિ ન કંઇ મૂલ્યાંકન થશે,
કિંવા જોઇને કો સ્વરૂપ મુખપૃષ્ઠેથી કળશે
કદી ના કર્ત્તાના ઉરઉમળકા, ઊર્મિ, સ્ફુરણાં
કશુંયે, જ્ઞાનીઓ નિજ ભુવનપ્રાસાદ ત્યજીને
અમારાં કાવ્યોનાં નહિજ કરશો દર્શન કદિ!

અહો કેવાં કાવ્યો?
કવિ કેવા એના કશી મુંઝવણે ચિત્ત ગુંચવી
ન પંક્તિની હારે નિમિષ કરશો ડોકિયું તમે!
તમારા સટ્ટાના કદિ ન મળશે આંકફરકો—
ન વેપારી ભાવો—ન જ શુકન વા મંગળ પળો
કરી લેવા સોદા ઉઘડતી બજારે ગણી નફા.

અમારાં કાવ્યોમાં
તમારાં સ્વપ્નોનાં સતત ન મળે ચિત્ર સમર્યાં,
હવાઈ મ્હેલોના પણ કિસબના કો ન નમુના;
કદી કો આસમાની અગર સુલતાની નિરખતાં
ચુંથી દેશો એને નહિ, તદપિ ક્હેજો સહુ ભલે,
"બિચારા બીજું શું જગતમહિં જાણી પણ શકે!"

અમારાં કાવ્યોમાં
પ્રવાસી થાકેલાં નીતરતી પીશે નિર્મલ સુધા
જગે કંટાળેલાં ઘડીક ગ્રહશે શાંતિ મધુરી:
પ્રચંડી ઘાવોથી પીડિત જન આશ્વાસન ગ્રહી
થીજાવી દેશે ત્યાં કરુણ દૃગની અશ્રુસરિતા:
તમારાં કિન્તુ એ મન કદિ ન રીઝાવી શકશે.

અમારાં કાવ્યોમાં
સમી સાયંકાળે મનભર નભોહાસ્ય ઝળકી
રહેશે, હૈયાના રજનિપડને દીપ્ત કરીને,
અમારાં દર્દોનાં કરુણ સહુ ગીતો પલટીને
પરીઓને કંઠે અવર ભુવને, ઊર્ધ્વ ચઢતાં
થશે મીઠાં ગીતો: પણ સકળ લુખ્ખુંજ તમને!

# દિલનાં દર્દ

• અનુષ્ટુપ્ •

કથા આ કારમી ક્‌હેવી કેવી રીતે, કયહીં, કશે ?
હૈયાના મર્મની રાડો માનવી કોણ સૂણશે ?
દર્દી છું; દર્દ તોયે ના દેખાતાં દાનવી દૃગે—
સાજો છું; તોય ના જાણ્યું સુખ આ દેહની રગે:
હવે તો રોવું ને લ્હોવું, ભીંજાવું એજ વૃષ્ટિથી,
પિતાની મ્હેર માનીને જોવું સૌ સમદૃષ્ટિથી.

વીતી છે અર્ધ આ વેળા, શોધતાં જીવનાંગણે,
ઝંખતાં ઝંખતાં શૂન્યે, સુખ થાશે કદી પણે;—
છતાં ના વેદના છૂટી—વધારે વધતી રહી,
શ્રદ્ધાની હૂંફથી ભીની અશ્રુમાં પીગળી વહી.

તોયે ના તાતદીધેલી વેદનાં યે તજે કવિ:
બધાં એ અશ્રુબિન્દુની વહાવી દિવ્ય જાહ્નવી,
ને તેમાંથી જગાવી મેં ગીતઊર્મિ નવે સૂરે,
દિલનાં દર્દ રેલાઈ આવ્યાં કાવ્ય બની ઉરે.
ભલે એ દર્દની ગાથા જીવનાન્ત સુધી કરું,
સંધ્યા જેવી દિનાન્તે એ અનેરા રંગથી ભરું.

## કવિ અને વસંત

• મરાઠી સાખી •

કુંજનિકુંજે કોયલ બોલે, ખોલે કંઠ સુરાગે,
મ્હોર મંજરી મ્હેકે મુદભર, ખ્હેકે સભર પરાગે:
કવિના અન્તરમાં મધુરાં
સંગીત જાગે સ્વર્ગ–સૂરાં.

વન ઉપવન ને ઊર્ધ્વ ગગનમાં કરતાં કલરવ પંખી,
સંધ્યાના નભઢોળ્યા રંગે ચાંચ રંગવા ઝંખી,
સાથે કવિને આમંત્રી
જગવી સ્નિગ્ધ ઉરે તંત્રી.

ગગનગામિની દિવ્ય કલ્પના તરલ તરે એ નૂરે,
કવિનાં લોચન ઝળહળ ચગવે વ્યોમપથે ચિર સૂરે:
કવિના મંગલ પ્રસ્થાને
દુનિયા ડોલે રસતાને.

સર્જનહારે સુંદર સરિતા વહવી વ્યોમવિહારે,
મ્હાલે ત્યાં કવિ કીર્ત્તનકારો ફરતા કવિતાક્યારે:
રસઝરતી ગુર્જર કુંજે
કવિઓ ધન્યહૃદય ગુંજે.

સાન્ધ્યસરિતમાં દૈવી દ્યુતિનાં વ્હેણુ વહન્તાં રેલી,
સાગરઓવારે ગુજરાતે નવનવ કુસુમ સૂજેલી

અનુપમ કીધી વનવાડી
કવિકુંજે કવિતા માંડી.

એક વિશ્વના એકજ તારે વસંત ને કવિ ડોલે,
જમ્બુદ્વીપની ઉજ્જ્વલ જ્યોતે ધન્ય ગુર્જરી ખોળે

ઝળકે સંતત કવિ તારા,
વસંતે કીર્ત્તન કરનારા.

# વસંતગાન

## • પ્રભાતે •

• ઝૂલણા •

આજ ઋતુરાજમાં વિશ્વની વાટિકા
　　મ્હેકતી મ્હોરતી મંજરીને—
વલ્લરી વિટપ પર કુસુમ હસતાં, કળી
　　ફૂટતી નવપ્રભા કો ભરીને.

આજ ઋતુરાજનાં ગીત શું ગાઇ આ
　　વિશ્વલીલા રહી સુભગ સોહી ?
કનકકંકાવટી કમળકર ધારતી
　　ઉતરતી શી ઉષા તેજ મોહી !

કાનને કુંજમાં પક્ષી કિલ્લોલતાં
　　સૂરધારા છૂટી ઊર્મિતાને,
માનવીપિંજરેથી ઊડયું ચિત્ત મુજ
　　વિહરવા વ્યોમમાં મુગ્ધ ગાને.

• મિશ્રોપજાતિ •

અનંતનાં ખેતરને વિલોકી
વહ્યું ઉષાનું ઉર ગાન ઝીલવા ;
મ્હેરામણે પાય સતાલ ઠોકી
ઝીલી રહ્યો ગીત નવીન ખીલવા.

• ઝૂલણા •

ભ્રમર ગુંજે મધુર માધુરીમાં ફસી,
પત્ર પુષ્પો ખીલ્યાં નવલ રસમાં,
ભ્રમર પુષ્પો અને પર્ણનો હર્ષ એ
આજ જાણે વહે મારી નસમાં.

આજ મીઠાં ગગનથી સર્યાં ગીતડાં,
ને વસંતે નવા વાયુ ફૂંક્યાં;
સૂક્ષ્મ ચૈતન્યની આજ લ્હાણી થતી
જ્યાં વસંતે હતા પાય મૂક્યા.

• દ્રુતવિલંબિત •

મઘમઘંત સમીર વહી રહ્યા
કુસુમનાં ઉરને બહલાવવા,
જગતને નવગુંજ કહી રહ્યા
અમર દિવ્ય વસંત વધાવવા.

## રાતે

• મંદાક્રાંતા •

ચારે કોરે પવન વહતો લાવતો નૂતન વાત,
ડોલાવંતો લહર લહરે માલતી પારિજાત.
વ્યોમે, ભોમે મૃદુલ મધુરી ચંદ્રની ચારુતા ને
સોહે વિશ્વે વિમલ ઝરણાં નર્તતાં દિવ્ય ગાને.

• ઝૂલણા •

શું ઉષા તેજ આ વેશ લઇ સાંઝનો
સંચરી વ્યોમની વાટિકામાં
દિવ્ય દીપાવલી કોટિ પ્રગટાવતી
આજ શણગારતી રાત શ્યામા?

મધુર વાઇ રહ્યા નૂત્ન નૈર્ઋત્યના
વાયરા દૂરનાં ગાન લાવી;
સૂર સાગરતણા વાયરે વાયરે
કુસુમકલગી બધી ર્‌હે હસાવી.

## કવિઆંખે

પૃથ્વીનું હૃદય પ્રતિવર્ષ શું અનુભવે
નવલ લીલા વંસતે ખિલાવી?
માનવીભાગ્ય યૌવનવસંત વિધિએ
જીવનમાં કેમ એકજ લખાવી?

# એક સાંજે મદ્રાસમાં અડ્યાર નદી ઉપર

તા. ૧૪-૫-૧૯૩૮

• વસંતતિલકા •

અડ્યાર! સાંધ્યપરિના પટરંગ ઝીલી
તું તો વહે પવનની દિશમાં, લપાતી
ગાતી સુમંજુલ ગીતો પુરપાટ જાતી
આલિંગવા ઉદધિને વિરહાર્ત્ત વ્હીલી.

વૃક્ષો ઊભાં તવ તટે અતિ રમ્ય લીલાં
શીળા સમીર સુસવાટ મહિં ઝુલાતાં;
એ વૃક્ષ વૃક્ષ મુખ પ્રશ્ન પૂછે મુંઝાતાં:—
અડ્યાર! કેમ વહતી તુજ નીર પીળાં?

ના—ના, નથી સરિતના જલરંગ એવા,
એ તો વહે ઉભય નિર્મળ આત્મતીરે
ડોકાવતાં તરુતણા લઇ રંગ નીરે,
લે જીવને જગતના જન રંગ જેવા.

એકત્ર સાંધ્યપટથી તુજ વારિસ્થાને
આ આભ ને અવનિનાં ઉર થાય આજે;
એ સાંધ્ય રંગથી ભરી તુજ થાળ ધાજે
પૂર્વે, અલી! અરઘવા ઉગતી ઉષાને!

# સંધ્યા અને ચંદા

• પાલવડો મારો મેલો, મોહનજી •

થોભજે મારી સંધ્યા સાહેલડી!
વાડીમાં આજ ઘૂમી આવું જરી.
ધોળાં ધોળાં પેલાં તગરનાં ફૂલડાં
ચૂંટી, ગૂંથી વેણી લાવું કરી.

તારી જવાની પળે મારે થાય આવવું—
આપણો ભેટો ન થાતો, અલી!
ઝૂરૂં ઝૂરૂં નિત મળવા હું તલસું
આજે અહીં આખરે તું તો મળી.

આવી મિલનપળ ક્યાંથી રે ભાગ્યમાં?
બાઝું સાહેલડી! ડોકે તને:
પ્હેરાવું પુલમાલ કોડે તુજ ડોકમાં
અજબ શી બેલડી ત્રિલોકે બને?

નાની સહિયર બેન! દુનિયાના રંગ લઇ
આવી સુશોભિત વેશે નવે:
જાતી સાસરિયે દૂર દૂર દેશમાં,
આપું ન ભેટ જેવી તેવી હવે.

લાંબે દા'ડે આજ મળી તું બેનડી
આકાશી વાટમાં પ્રેમે ભરી;
વેણી હું બાંધું આજ તારે અંબોડલે,
નવલો એ લ્હાવ પામું કેમે કરી.

વેણીનાં ફુલ ફુલ ગણતી ત્યાં ગાળજે
  સહિયર, સાસરિયે સારા દિનો!
સાસરિયે પ્હોંચે ત્યાં સુધી સંભારજે,
  સૂનો છે ચોક મારો તારા હીણો.

પાછાં ફરીને બેન, રૂડી આ વાટમાં
  આનંદે ભર્યાં અહીં મળશું વળી;
કહેજે તું ત્યારે મને પ્રીતમની વાતડી,
  છાનીમાની વાત કરશું મળી.

# રાતરાણી

• મિશ્રોપજાતિ •

તું, રાતરાણી! રહી મ્હેકી મીઠી
સુગન્ધથી ચાર દિશા ભરીને—
તેજે ભરી પૂનમ રાતડીએ
મ્હેંકાવતી તું જગ આ બધીને.
તને ગમી ચાદર શ્યામરંગી
પોઢી જવા, મંગલ મૌન ગીતે
જગાડવા ફોરમ સૂર મીઠા
એકાન્તના નીરવ સુપ્ત ઉરે.

તારા ગીતે મુગ્ધ બની વસુન્ધરા
ઝૂલી રહે, પલ્લવ સૌ ખિલાવી;
એ ગીતસૂરે નિજ ભાન ખોઇ
ચંદા પડી જાય કદાપિ નીંદે,
ના જાણતી કે નિજ અંતરેથી
વેરાઇ જાતી રજ રૌપ્ય પ્રેમની,
ને રાતરાણી ઉર પાસ જામતી
અસંખ્ય રૂપે ઝળકાવી જ્યોતિ!

પ્રિયે! મીઠી મંગલ રાતરાણી!
હું-યે ભૂલ્યો વિશ્વ સમસ્તને આ,
ને માત્ર મારું ઉરગાન ગાતો
રહ્યો ઘુમી દિવ્ય સુગન્ધમાં હું,

અને છુપાં અન્તર કન્દરામાં
રહ્યો ભરી કાવ્ય રસેશ માટે.

તારા સૂરે હું લખું કાવ્ય મારાં,
ને તુંય મારા સૂર કૈંક ઝીલી
બનાવજે કાવ્ય નભે લખીને,
તારી અનેરી મહિં જ્યોતિ પૂરી!

# તાજમહાલ અને યમુનાની ગાથા

• મંદાક્રાંતા •

વર્ષોથી હું મુજ ઉર ધરી તાજ! તારી છબીને
જાતી ગાતી મૃદુલ લહરે ઊર્મિછોળે રમીને.
આર્યાવર્તે તવ કરુણ એ પ્રેમભીની કથાને
શોકોદ્‌ગારે વહતી જગવું એક તાને વિધાને.

પોઢે પૃથ્વી સ્વજન રજનીઅંકમાં, ત્યાર મારે
ખોળે તારી મધુર પ્રતિમા ઝીલીને, આભ–આરે
ચંદા જેવી પ્રણયવિરહી ગોરીને તે બતાવું,
'જોને પૃથ્વી પર અહિં બન્યું પ્રેમનું કાવ્ય આવું!

જે ચંદાએ ઘડીક રડતી વેદના કૈં સહીને,
ઘૂમી રહેતી અવનિ પણ ત્યાં અશ્રુભીની થઈને:
છોડી સ્વપ્નાં પ્રણયસુખનાં, આખરે ત્યાંથી ચંદા
ચાલી જાતી જનકગૃહમાં ત્રસ્ત ને તેજમંદા.

પ્રેમે ગૂંથ્યાં ઉર–યુગલનું એક તું અશ્રુબિન્દુ,
હૈયે મારે નિત રજનિએ ઊગતો સૌમ્ય ઇન્દુ!
જાણે એની રજત ગુંથતી સ્નેહની સાંકળીએ
બંધાઈને હૃદય–ધબકા આપણે સાંભળીએ!

## યમુના કને તાજમહાલની ગાથા

• મંદાક્રાંતા •

હૈયાભીની પુનિત યમુના! હું ઊભો સાચવીને
આ બે આત્મા, ચિર પ્રણયના આશકો રાજવીને:
તું ગાતી જા! જગવ જગ આ! આપ આમંત્રણો તું!
તીરે તારે દ્વિદલ ઉરના પ્રેમનું તીર્થ સ્હોતું.

આવીને હ્યાં કઈક રસિકો જોઈ રૂહે નિત્ય ન્યારું
આશ્ચર્યે આ જગત ભરતું ભવ્ય સૌંદર્ય મારું:
શું જોશે સૌ? ઉરયુગલ કે સૌમ્ય શોભાજ મારી,
કે આ બેની ચિરપ્રણયની એકતા દિવ્ય ધારી?

કિન્તુ ક્યાં એ જન નિરખશે પ્રેમગાથા જીવન્ત?
મારે તારે કંઇ વરસનો જોગ એ ભાગ્યવન્ત!
હું ને તું બે નિત મલપિયે તીર્થકાંઠે વસીને
હૈયે-ખોળે નિજ હુલવતાં સૂર્યચંદા હસીને.

ના, ના. હું તો પ્રણય-સ્મરણું: હું ઊભો આજ તારો
આભે જોતો ધરણિજડિયો પ્રેમજાયો મિનારો!
હું તો તારી પ્રણયપુનિતા લ્હેરમાં નિત્ય ઝૂલું,
તારું મીઠું સ્તવન હૃદયે ગૂંથતો કેમ ભૂલું?

# અજીત નાંગા પર જીત

• મિશ્રોપજાતિ •

નાંગા! કરી દર્શન દિવ્ય તારું
આનંદ પામું નવલો હું આજે:
કીધાં હતાં દર્શન કૈંક અદ્રિનાં
સન્ધ્યા સમે સૌમ્ય નભે લસંતાં;
લાગ્યો હતો થાક મને ઘણો યે 5
ચઢી જતાં ડુંગર એ બધા પે:
નાંગા! તને એ સહુ બાળ જેવા!

કિન્તુ ન આજે જરી થાક લાગતો,
નિદાન કે હું જરી યે ચઢ્યો નથી;
નાંગા! અરે ના ચઢવા મથ્યો હું, ૧૦
ના દૃષ્ટિ મારી કંઇ ટૂંકી લાગતી:
હું તો નિહાળી શકું છેક તારાં
સુવર્ણરંગી નભચુંબી શૃંગો—
ઓ ભવ્ય નાંગા! અતિ ઊર્ધ્વ તું છતાં.

વાંચ્યાં ઘણાંયે ઇતિહાસપાને ૧૫
કૈં વર્ણનો ગૌરવવન્ત તારાં;
આજે પરન્તુ અહિં એક દેખું—
પેખું મહા ગૌરવવન્ત એવું
ઓજસ્વી આ મંગલરૂપ તારું,
ને તું ઊભો માનવીને નિમંત્રતો ૨૦

આ શૃંગ તારે—તવ દિવ્ય શોભા
ને સાન્ધ્યરંગી શણગાર તારા
કાવ્યે ભર્યા દાખવવા મનુષ્યને.
ઘૂમી અહીં કો કવિએ પ્રભાતે,

કે સાન્ધ્યકાળે ક્ષણવાર બેસી ૨૫
ગાયાં હશે કીર્ત્તન ભક્તિભાવે
તારાં, કરી દર્શન ભવ્ય એવાં.
સૂણી હશે જીવનની ઘણાંએ
વીતી ગઈ કૈંક કરુણ કહાણી

તારી, પ્રતિઘોષિત કન્દરામાં, ૩૦
ને ફેરવી અંતર ભાગ્યપાનાં
રોયાં હશે એ ઘડી બેસીને ત્યાં:
એ સર્વ કેરો, ગિરિરાજ નાંગા!
અદ્યાપિ છે તું સ્થિર એક સાક્ષી!

હું તો સ્મરું માત્ર ન ભૂતકાળને, ૩૫
નાંગા! અરે, સ્વપ્નપ્રદેશમાં હું
દોડું, ચઢી ટોચ મહોર્ધ્વ તારી,
લેવા વીણી સ્વર્ગખરેલ કલ્પના
ને ઝંખું તેમાં સુખ સર્વ કાલનું.

એ દિવ્ય સ્વપ્નમાં તુજ ટોચ ચૂંટી ૪૦
ત્યાં ભીંજવું લોચન ભાવપૂરે,
ને ગોઠવી સુંદર કાવ્યથાળે
તે સર્વ તારે ચરણે ધરું હું,
[illegible]

હું શેં મથું સાહસ આજ ખેડવા, ૪૫
ચઢી જવા આ બસ ઢાળ તારો?
શાને ન કલ્પું ગિરિભોમ તારી
પેલી ભણી દિવ્ય પ્રદેશ જેવી
ઝૂલાવતી કૈંક હશે બગીચા,
ગુંજી રહી મંગલ ગીત સૂરે? ૫૦

તારે નથી કૈં ચઢવાજ દેવું—
નથીજ મારે ચઢવું જરાયે:
મારે અહીં આ મુજ કલ્પનાની
કેડી ચઢી ટોચ અજીત તારી
જીતી જવી કાવ્ય કલેવરે, પછી ૫૫
તું શોભશે ત્યાં નવલોજ, નાંગા!

હું તો જીત્યો, ઓ ગિરિરાજ! જોને—
હાર્યો તું શું? ના નથી તુંય હાર્યો:
તું યે જીત્યો કે કવિને ચગાવ્યો
જીતાવીને શૃંગ અજીત તારું! ૬૦

# અર્પણ

• પૃથ્વી •

પ્રદીપ્ત દ્યુતિસ્રોતથી પ્રગટી, ગાંધીબાપુ! તમે
જગાવી ઉરઉરમાં ધગશ પૂર્ણ સ્વાતંત્ર્યની,
પડ્યા રણપથે; ત્રિરંગી ધ્વજ મુક્તિસંગ્રામનો
સગર્વ ફરકંત રાખી, ચિર મુક્તિને પામવા.

પિતા! યુગકંલક હિંદુધરમે સમૂળું તમે
ફિટાડયું પ્રીતિભક્તિથી દલિત ભેદને ટાળતાં.

પ્રબુદ્ધ તમ આત્મનાં તપ ચિરંજીવી દીપશે
મનુષ્ય-ઇતિહાસમાં—યુગ પ્રવર્તી રે'શે નવો.
કથા તમ અનંતકાળ કથતો સુણાશે, અને
સમૌન તમને સ્મરી નમન કોટિ દેશે ધરા!
પિતા! હું ય નમું અહીં સ્મરણદીપના ઓજસે
ધરી હૃદયમર્મથી તમ પદે કળી કાવ્યની.

# દિવ્ય વૃક્ષ

• લાવણી •

બીજ પડેલું નંદનવનનું ધરતી પર શુભ વેળે,
જગતજન! કોઇ હવે ન ઉખેળે*!

બીજ ઉગ્યું ને ફાલી ફૂલ્યું, શીતળ છાંય પ્રસારી,
મ્હેક મ્હેક કીધી દશદિશામાં મકરન્દે જગ—ક્યારી:
જગતજન! નિરખો આ બલિહારી!

નહીં સીંચ્યું કૈં મેઘવર્ષણે, નહીં ખાતર કંઇ દીધું,
તોય ઊગ્યું એ વિશ્વવાડીમાં, પ્રભુઉરનું જલ પીધું—
સનાતન સ્થાન જગતમાં લીધું.

સત્ય અહિંસા પરમ સ્નેહનાં પુષ્પે એ લ્હેરાતું,
જય ગુજરાતે ધર્મધામશું ઊભું સૌમ્ય સુહાતું,
પવનમાં ચાર દિશે ઝૂલાતું.

એ છાયામાં વહે ભગવતી પ્રેમપુણ્યના તટમાં,
વહી અહીંથી ખીલવશે એ જનઉર પૃથ્વીપટમાં,
સ્થાપશે શાંતિ પરમ સહુ ઘટમાં.

વૃક્ષ ઊગ્યું એ નંદનવનનું ધરતી પર શુભ વેળે;
પલ્લવ એના માનવઉરમાં ઊગતાં નવરસ રેલે:
ધન્ય કો એનો મર્મ ઉકેલે!

---

*વાવેલું પાછું ઉખેડી કાઢે.

# ભારતીનાં લગ્ન

ઘેલા કૃષ્ણે ભારતભૂમિમાં ગોપલીલા જગાડી
બંસી સૂરે ઉરઉરતણી પ્રેમતન્ત્રી વગાડી;
આર્યાવર્તે નગરી મથુરા કીર્તિશાળી બનાવી
ગાઈ ગીતા જનહૃદયમાં સત્યલીલા બતાવી.

રામે આવી નૃપતિઉરની વેદનાની કથાનાં
આંસુ ભીનાં કંઈક ટપકી ત્યાં લખ્યાં ભાગ્યપાનાં;
સીતાદેવી કરુણ પ્રતિમા રામની પ્રેમરાણી,
જીવી ધૈર્યે અમર સતી એ લોકકલ્યાણ માની.

સંસ્કારોની વિમલ સરિતા બુદ્ધદેવે વહાવી,
પ્રાણી પંખી સકળ જીવને બંધુગ્રંથિ ગુંથાવી;
સારી સૃષ્ટિ પરમ મથને દિવ્ય આનંદ મંત્રે
ગુંજી દીધી યુગબળ બની, વિશ્વના પ્રેમતંત્રે.

માડી મીઠી ભરતભૂમિ! આ ઝૂલણાં વ્યોમ ખોળે,
ઝૂલે દેવો કિરણ કિરણે વિશ્વઆરે ભૂગોળે.

આપી તારા યુગ-ઉદયનો રમ્ય ચારુ પ્રકાશ,
ચેતાવી દે અમ હૃદયમાં ઉચ્ચ સેવાની આશ!

# માનાં દર્શન

• લાવણી •

ઉત્તર સીમે ઉમાશિખર છે જેણે હંફાવ્યાં જનજોમ,
દક્ષિણ પાદર પાવન તારી કન્યાકુમારીની છે ભોમ!
કહે, કહે, મા! કોણે તારાં
ક્યાં દર્શનો ગોઝારાં?

તવ કુખથી જન્મ્યા પેગંબર, કૃષ્ણ, તથાગત ને મહાવીર,
ભૂતકાળના ચિર. અવશેષો કંઈ કંઈ કવિદ્રષ્ટાઓ ધીર:
એવાં એ દર્શન તુજ ન્યારાં
જગમાં કોને મળનારાં?

કાવ્ય કળા ને સંસ્કૃતિની છે આજે યે ઝગતી તુજ જ્યોત,
જગને ખંડેખંડ પડે છે એ તારો ઝળહળ ઉદ્યોત:
મા! દિવ્યોજ્જ્વલ લોચન તારાં
કદિયે ઝાંખાં પડનારાં?

માર સહીને મુક્તિ ચહે, મા! એવાં ક્યાં બીજાં સંતાન!
જગકલ્યાણક એ નવવિધિએ આજ લડે તવ વૃદ્ધયુવાન!
દેશ, કહે મા! ક્યાં છે એવો,
વિશ્વ કુટુંબ ગણે તેવો?

વ્યોમવિહારી વાદળ જેનાં હિમાલયે રમી ગાળે કાળ,
જ્યાં કો જઈ ન શક્યા, તે શિખરો પીગળી કરતાં દેશ રસાળ:
ક્યાં એવી સેવા કરનારાં,
મા! તુજ વટ રાખણહારાં?

ધન્ય માતને! ધન્ય પુત્રને! ધન્ય ધન્ય હિંદી અવતાર!
પાપી પણ મા! તુજ ભોમે રહી જોશે તુજમાં પ્રભુ સાકાર!
કહે, કહે મા! કોણે તારાં
કહ્યાં દર્શનો ગોઝારાં?

# અટકેલા ગાડાના બળદને

• લાવણી •

ચાલને, બાપલા! છેલ્લી વેળા, કરને તારું જોર!
બાપુ ઓ, કરને તારું જોર!

પશ્ચમ ઘાટે સૂરજ ઉતર્યો, રાત થશે ઘનઘોર!
મારગ સૂનો થાય, સીમથી ગામ વળે સહુ ઢોર:
બાપલા, છોડી મૂક્યા છે દોર:
હવે તું કરી લે છેલ્લું જોર!

વાટે જતો કોઇ નહીં દીસે, ચાર સીમે સૂનકાર!
માલભર્યું ગાડું અટક્યું આ, કોનો સાથ થનાર?
બાપલા, જવા ન દેતો વેળ,
બાકીની મંજલ તો છે સ્હેલ.

પાછળ લાંબી વાટ વટાવી, વેઠ્યા ધીકતા ઘામ;
આવી હવે તો ગામતળેની, જોને ભાવતી ભોમ!
ઘડીભર ભલે ખાઇ લે શ્વાસ,
એમ શું પામ્યો આજે ત્રાસ?

મારતાં તુંને, બાપલા! મારે અન્તર વેદના થાય:
દુખ તારાં નહિ સહેવાતાં આ વનકાળજ વીંધાય:
આપણા એવા તે શા જોગ?
બાપુ! એ સર્વ કરમના ભોગ!

કમળભર્યું આ પેલું સામે છલકે ગામતળાવ:
તેને ઓવારે પાણી પી ભૂલજે દુખતા ઘાવ!
સીમાડે ભાળ જતાં સહુ ઢોર,
પંખીડાં ઊડતાં ચારે કોર!

એક દિશાનો મારગ આજે આપણ બેને માટ,
ખભાં લગાવી જોર કરી તું પાડને ગાડું વાટ!
કરી લે આખરનાજ પ્રયાસ,
રહી છે તારે બળ સહુ આશ!

તારે પગલે ખુટશે રસ્તો, જઇશું ગાતા ઘેર;
નહિતર રાત બધી વેરાને રહેશે ભય ચોમેર!
બાપુ ઓ! ઊભો શું નાચાર?
ખેંચ રે ખેંચ ફરી એક વાર!

રસ્તા વચ્ચે પડી શું જોવું આખી રાત ખગોલ?
પાળ્યાપોષ્યા આતમ તુંને કહેવા શા હીનબોલ?
નથી કૈં જાગવાનો ભગવાન:
બાપલા! ભૂખે જશે બે પ્રાણ.

# તીડ

• લાવણી •

સાંજને ટાણે ગોરજ ઊડી ગ્રીસમના મારગ છાય,
વ્યોમપટે મુદ રંગ છવાણા રજગોટે ઢંકાય:
ઝમકતા તારા રમશે ક્યાંય?

ભાણુ નમ્યો ને ખેતર છોડી ખેડુત ચાલ્યા ઘેર,
નિર્જન ચારે સીમ પડી ને પક્ષી ચરે ચોમેર,
પ્રભુ ત્યહીં છાયો કારમો કહેર!

ઉત્તર દિશની છતમાં પાટી બાકોરું, ત્યજી વ્યોમ,
તારાના ધણશું તીડટોળું આવ્યું અહિં દીન ભોમ!
રહ્યા ત્યાં જોઇ નભે શુભ સોમ!

નિરખી તીડનું ટોળું ભયદા, ઊલટયું આખું ગામ;
માતા, બાળક દીકરી ને વહુ, વૃદ્ધ જુવાન તમામ,
પડ્યાં ઉતરી તરતજ તે ઠામ.

લીધાં થાળી ડબ્બા વેલણ, આવી ગયું જે હાથ;
શંખ ઘંટ લઇને મંદિરના પળ્યા પૂજારી સાથ,
શત્રુ કે મિત્ર બધા સંગાથ.

ભીષણ ઘોર પ્રચંડ નિનાદે ગાજી ઊઠી સીમ ચાર;
વાડી ખેતર થથરી ઊઠ્યાં ઘોર સુણી ધમકાર:
તોય ત્યાં તીડ ડગ્યાં ન લગાર.

ઊભા પાકે લોક ઘુમે ને કરે અનેક પ્રયાસ;
ક્ષિતિજપૂગ્યો વિસ્તાર ઘુમે ક્યાં?–છુટી ગઇ સહુ આશ:
અરે રે થયું ક્ષણોમાં નાશ!

ઊડી ગયાં તીડ એકજ સાથે, ખુટી જતાં સહુ પાક,
ગામજનોને આપી વિસામો ઉતારવાને થાક:
થયા ખેડુતના પ્રાણ હલાક.

હાડપિંજરશાં ઊભાં ઠુંઠાં, ખરી ગયું સહુ ધાન;
પાળે પાળે ખેડુત ઊભા જોતા વન વેરાન,
બબડતા, 'રંક નસીબ કિસાન!'

આછા અન્ધારામાં ધીમે સીમ બધી છૂપાય:
ખેડુત કેરે અન્તર ઊંડે ભયવીચિ ધુધવાય:
કારમી હાય બધે સુણાય.

જગને ચારે ખૂણે ઊભો ભોળો ભટ ભગવાન:
દીન કલેજાં કકળે તેમાં કોના કથળે પ્રાણ?
ગરીબના શ્રમની કોને લ્હાણ?

# ઢેડનું ગીત

• લાવણી •

ગામને છેડે ગામ અમારું, ઢેડવાડ પ્રખ્યાત;
છાણ બરુના છાપરાં ઊભાં, રાંકની તોય મિરાત:
અમારી દેખજો રે મહોલાત!
અમે તો પામર માનવી જાત!

સરકારી છે એકજ કૂવો, પણ આખરમાં તાણ:
કાદવ કીચડ ઘૂંટણપૂર ને વરસાદે રસઘાણ:
અમારાં જોજો ખાટ ને પાટ,
અમે તો જીવીએ બારેવાટ!

બામણવાડને ઊકરડેથી વીણવા રોટલા ભાત,
ઘેર આવીને એકજ ટાણે ખાવું દિન કે રાત!
અમારે ઘેર તો લછમી લ્હેર,
અમોને અન્નની સાથે વેર!

સાવરણી ને સૂપડાં ગૂંથતાં તૂટે હાથનાં ચામ:
અચ્છેર ભાતને સાટે કરવું પેટનું રે લીલામ!
અમારો દેહ છતાં નહિ દેહ,
અમે તો જીવતા બળિયે ચેહ!

કોઇ વરણિયો[1] જાય અડી તો બાપલા! પડતો માર!
અડનારો પોતેજ હોય પણ અમ અપરાધ અપાર!

---

૧ સવર્ણ; ચાર વર્ણમાંનો કોઈ ઇસમ

અછુતને જીવવાં શાં કંગાલ?
કહોને, પ્રભુનાં મોટાં બાલ!

નોકરી કરવા જાય જુવાનો મુંબઇ શહેરે આજ,
કૈંક બચાવે દીકરા ત્યારે ભરીએ તેમાં વ્યાજ:
અમારાં જુગજુગજૂનાં દેણ,
ખુટે નહિ ભરતાં તે દિનરેણ.

મંદિર દહેરાં નથી અમારાં, તોય અમારો રામ
છાપરે છાપરે અન્તર ઊંડે કરતો તેનો ઠામ!
અમારે બોલવું રામનું નામ:
ખરુંને? દર્શનનું શું કામ?

કપડાં ફાટયે થીંગડાં મૂકીએ, ઢાંકિયે દુબળાં ડિલ:
ડિલનાં ચામડાં જાય તૂટી તો મોત કરે છે ઢીલ!
અમોને માનવભવનાં પાપ
કહાં તક વેઠાવો, માબાપ?

## જન્માષ્ટમી

• લાવણી • *

દિન આઠમનો આજ ઘરેઘર કીર્ત્તનથી ઉજવાય,
મંદિરમાં બંધાય હીંડોળા, ધૂનથી ગગન ભરાય:
ધર્મી જનો ઉભરાયા રે!
મંદિરને દિશ ધાયા રે!

ફુલથી ગૂંથ્યા હીંડોળામાં માણેકનો ઝળકાટ,
દર્શન માટે લોક ધસંતાં થાય બધે ઘોંઘાટ:
પ્રભુને નીંદર નાવી રે!
ધનની ઢગલી આવી રે!

સોનાના ઘુઘરા મૂકાયા પ્રભુના ચરણો પાસ;
ઘુઘરા લઇ પૂજારી સાંતે છાબડીમાં સોલ્લાસ:
રોયા ઘુઘરા ગરવા રે!
પ્રભુની ન કોઇને પરવા રે!

મધરાતે તો નવા જનમનો ગામમાં થાય હોકાર:
ગામને છેડે ઢુબળવાડમાં થાય નવો અવતાર—
હસતો સોમલાઘેરે રે
કરહણુ નવમો લ્હેરે રે!

---

* "શેઠ સામળશા સાધુને સેવે, વાણિયો પાળે વ્રત," એ રતનદાસના "ચેલૈયાનું ચારિત્ર" વાળો ઢાળ.

દૂધળા જોરથી થાળી વગાડે, મંગલ ગીત ગવાય;
સોબતી સાથે દોરડું બાંધી હીંચકો હીંચવે ત્યાંય:

જુઓ કૃષ્ણ આવ્યો રે!

ઘરઘર આઠમ જાગ્યો રે!

# પ્રથમ પુત્ર પર લખેલી લીટીઓ

• શિખરિણી •

પ્રવાસી ઊતારૂ! અમ સદન સોહાવ, પગલી
કુંણી તારી પાડી જનકજનનીના હૃદયમાં;
અદીઠું દીઠું તે સ્મિત કરી અદીઠા વતનનું,
જગાવી દે વ્હાલા! અમ ઉરઉરે ગીત નવલું.
અહીં કાવ્યોદ્યાને, પથિક શિશુ! તું સ્નિગ્ધ વદને
પ્રવેશ્યો, રેલાવી ત્રિઉરતટની જાહ્નવીસુધા.

અને હર્ષાનંદે ટમટમ થતો દેવદિશમાં
નિહાળ્યો મેં ઊગ્યો અચલ ધ્રુવતારો અમીભર્યો
પ્રભા રેલાવંતો અમ અતલ વ્યોમે અવનવી.
અમે માણ્યું આજે પરમફળ પામ્યાં પ્રણયનું,
ઉતારી સ્વર્ગેથી કિરણ પ્રભુએ દીધ નવલું!

થયો સાક્ષી તુંયે અમ ઉભયના સંસ્કરણનો,
કવિતાક્યારીમાં મધુર ગીત ગાવા જીવનનાં.
મીઠા ભોળા બાલ્યે રમ રડીહસી તાતકુટિરે
અને વ્હાલા! તુંને હું પણ નચવું ગીતરણકે
અહીં કાવ્યોદ્યાને મુદભર વસંતાનિલ વિષે.

## બાબાની પ્રથમ વર્ષગાંઠે

• પૃથ્વી •

શીખ્યો પગલી પાડતાં વળગી તાતની આંગળી;
ખિચાં ચકલી ચોકમાં ચણતી તે નિહાળી થતો
પ્રમગ્ન મનમાં; થયું રુદન કૈંક ઓછું; વળી
મુખે ઉચરવા મથી ગૂઢ અવાજ તું કાઢતો.
ન મોજ સમીસાંજના વિવિધ આર્દ્ર રંગોતણી
શક્યો લગીર મ્હાલી તું, તદપિ જોઇ ચંદા ભણી
અધીર દૃગ રોપી ત્યાં મધુર હાસ્ય તું રેલતો
ધીમે જગતઠાઠમાં: શિશુ! ફર્યો હવે ખેલતો!

• મંદાક્રાંતા •

બાબાગાડી દઇ કહ્યું તને ચાલવા આંગણામાં:
ધીમે ધીમે, વળી પડી જતાં ઊઠીને ત્યાં સુવેળે
બાબાગાડી ફરી પકડીને ચાલની સાધનામાં
શીખી જાવું ત્રણ દિવસમાં ચાલતાં આપમેળે.

• મિશ્રોપજાતિ •

તું ચાલવાનું ન શીખ્યો પૂરું ત્યાં
આ વર્ષ તારું ગયું છે વીતીને:
માતાપિતાએ કંઇ સ્વપ્ન ગૂંથ્યાં,
ને ઊજવી મંગલ આ તિથિને.

• અનુષ્ટુપ્ •

કોણ જાણે હશે શી શી તું જીત્યો વર્ષવાતમાં
અણજિતાયલી જીતો જિંદગીના પ્રભાતમાં!

# શૈશવનું સ્મરણ

• મંદાક્રાંતા •

વાંકાંચૂંકાં બટુક પગલાં હું ભરી ઓટલાની
નીચે, છેલ્લી પગથી પર ત્યાં બેસીને જોઇ રહેતો
મારી પાસે થઇ બહુ જતા ગોપબાલો મજેના
સીસોટીએ નદી તરફ સૌ હાંકતા ગાયભેંસો :
થાતાં મોટો હું પણ ઘરની ગાય ને વાછરીશું
ગોવાળોના ધણમહિં જતો ચારવાને પ્રભાતે.

દીઠાં ત્યારે હરિત બીડ ને નિમ્નગા, કુંજ, અદ્રિ,
સૂણી સીમે મુદ રણકતી ઘંટડી ધેનુઓની
ને ઝીણેરી મધુર બજતી ગોપબાલોની બંસી ;
જોયાં ચારુ કદિ ગગનમાં સપ્તરંગી ધનુષ્ય,
ને તે નીચે અવનિઉરના રમ્ય ભાવે ઝૂલંતાં
ભાળ્યાં લીલાં મખમલ સમાં ભાતનાં ખેતરોને.

બીડો વચ્ચે ક્હિંક ઝરણું મન્દ વ્હેતું નિહાળ્યું
ગાતું મીઠાં કુદરત તણાં ગીત ઉલ્લાસ ઘેલું.
વર્ષે વર્ષે વધુ વધુ દીઠા દેશ કૈં પૃથ્વી પાટે :—
કિંતુ હું તે પગથી વિસરી ના ગયો ઓટલાની,
વા તોફાની મુજ શિશુ સખા બાળગોપાળ પેલા
મેદાનોમાં હુતુતુ રમતા, ગામની પૂર્વસીમે.

# બાની છબી

• મન્દાક્રાંતા-સ્રગ્ધરા •

ભીંતે બાની છબી લટકતી જોઇને આંસુ આવ્યાં,
ને હું આખો પટ અમિત આ કાળનો ઊતરીને
ભેટયો બાને હૃદયભર આ આત્મનું અર્ધ્ય આપી.
ખેલ્યો, કૂદ્યો, રડી પણ પડયો, ને બચૂડો બનેલો
બેઠો અંકે લલિત ક્ષણ બે એમ હું માતઘેલો.

દીધી બાએ શીખ બહુ મને જીંદગી જીવવાને;
પૂછ્યું મેંયે, 'ફરી નહિજ શું આવશે સાથ મારી,
બા તું?'–ત્યાં એ સ્મિત કરી ધીમું, હસ્ત માથે અડાડી,
બોલી: 'તારે સ્થળ સુખી રહે, ભાઇ! આ સૃષ્ટિ બીજી''—
ને આંખોયે છબી લટકતી ભીંત પે જોઇ ભીંજી.

વર્ષો વીત્યાં જીવન થકી આ બા સરી અન્ય સ્થાને,
કિન્તુ આજે છબી નિરખતાં સ્વપ્નમાં જોઈ બાને,
ને ત્યાં શૃંગો ચઢી જઇ દીઠી દિવ્ય કો સૃષ્ટિ ન્યારી
રોયો છાનું, તદપિ ડરતાં, કો રખે જોય રોતો.
હા, બા! તારું સ્મરણ કરીને રોઇ છાનું રહ્યો હું;
ને ત્યાં લાધ્યું તુજ હૃદયનું ગાન સ્નેહાંજલિએ—
કૈં કૈં જન્માંતરોનાં સ્મરણ-પગથિયે, આત્મની સાંકળીએ.

# સૂનો ઝરૂખો

• મિશ્રોપજાતિ •

આજે પડ્યો, બ્હેન! સૂનો ઝરૂખો :
તે ઓળખીતો ન અવાજ આવે.
બારી ઉઘાડી મુજ આજ મૂકી
એકીટશે સામું રહ્યો નિહાળી ;
તથાપિ આવી નહિ આજ તું તો, ૫
પડ્યો ઝરૂખો તુજ કેમ સૂનો,
તેનું હશે કારણ શું ન જાણું.

તારે ગળે મંગલ કંઠી ન્હોતી,
કે કંકણો મંગલ લગ્નગ્રંથિનાં
હતાં નહીં કોમળ હાથ તારે ; ૧૦
માની પછી કેમ શકું કદી, તું
ગઇ હશે પ્રીતમઘેર સાસરે ?

આ બાલ્યના રમ્ય પરોઢથી હું
રહેતો અહીં, ને નિત શેરીમાં આ
હું ખેલતો એકલ ભોમિયો રહી— ૧૫
ચિંતા કરી ના જરી અન્ય કોઇની.
એ બાલ્ય વીત્યું ; શરમાળ આવ્યું
મારે ઉરે યૌવન કો નવેલીશું.
સામેજ તારો વસવાટ થાતાં
વીત્યાં નથી બે વરસો ય પૂરાં— ૨૦

ને મેં તને તે શુભ સાંધ્યકાળે
ઊભી ઝરૂખે નિરખેલ, તેને
વીત્યું નથી વર્ષ હજીય પૂરૂં.

એ આપણે એકલ ને અજાણ્યાં
રહેતાં ઊભાં સંતત સામસામે    ૨૫
બારીઝરૂખે, વળી બેઉ વચ્ચે
થઈ જતી માનવશેરી મોટી!

આજે પડયો બેન! સૂનો ઝરૂખો,
સુણાય તે સાદ ન ઓળખીતો:
શાને હશે? શું પરણી ગઈ કે?    ૩૦
માંદી પડી, વા પરગામ શું ગઈ?
પૂછું હવે કેમ કરી બીજાને
આ ઊતરી માનવશેરી મોટી?

દેખું ઘણાં પક્ષી નભે ઊડી ઊડી
આવી વિરામે ઝરૂખે ઘડી એ,    ૩૫
ને ઊડી તારા ઘરમાં પ્રવેશી
એકાદ કે બે ક્ષણમાં ફરી ઊડી
એ આવતાં બ્હાર, અને કરંતાં
કારુણ્યભીના કલનાદ એમની
વાણી મહીં, દેખી મને ઊભેલો    ૪૦
બારી મહીં ચિંતનમગ્ન આર્ત્ત,
–ને ઊડી જાતાં ગગને ફરી બધાં.

સંધ્યા તણી સુંદરતા ખુલીને
તારે ઘરે ઠેઠ દિવાલ સૂધી

રંગાઇ જાતી ચક્ર જેવી, ત્યારે ૪૫
તે જોઇ ર્‌હેતો અતિ તીવ્ર ધ્યાને.
—ને ઝંખતો, તું હમણાંજ આવશે
સંધ્યા સલૂણી અવલોકવા ઘડી,
અને પ્રતીચી તણી રંગગંગા
દેખી થશે મુગ્ધ વિલુબ્ધ લોચને. ૫૦
કિન્તુ ન આવી—નહિ આવવાની
આજે રહી આશ જરીય એની!
સંધ્યા વીંટાઈ ગઇ, ને રહ્યો આ
અન્ધાર ચારે ગમ શો છવાઈ!

આજે પડ્યો, બેન! સૂનો ઝરૂખો— ૫૫
ને હાય આ અન્તર એક ડૂમો
ઊંડો લઉં, બેન! સમૌન રોઈ
જોઈ રહી માનવશેરી મોટી
બે તીરને દૂર ધરી પડેલી.
હવે કળે કોણ વિષાદ મારો? ૬૦
રે! કોણ ઊંચે મુજ બારી સામે
જોશે જરા આ ઘન અન્ધકારે?
હું તો હવે એકલ ગીત ગાઈ
ર્‌હું સ્મરી, બેન, સૂનો ઝરૂખો—
કલ્યાણકારી ઉરનોજ ડૂમો ૬૫
ભરાઇ ર્‌હે શાશ્વત અન્તરે આ,
ઓ બેન, તારાં સ્મરણો જગાડી!

# સ્મરણ

• મંદાક્રાંતા •

છેલ્લું તારું સ્મરણ, ભગિની પૂજ્ય ભાગીરથીશી!
ઝંખું, સંધ્યા ગગન પટ પે મૂર્તિ માંડે મથી શી!
મીઠાં તારાં અધર સ્મિત ને સ્નિગ્ધ ઓજસ્વી નેણાં:
એ સૌ તારાં સ્મરણ સૂચવે આત્મનાં કોક વ્હેણાં!

આ કાવ્યો, આ દિલ કકળતું, આ બધી વેદનાને
ભૂલી, તારાં સ્મરણ કરતો આ નદીતીરસ્થાને
બેઠો છું હું અમર ગીતની ધૂનમાં, બેન! તારાં
ગીતો તેમાં શ્રવણ પડતાં કાળને વીંધનારાં.

જાશે વર્ષો વહી જીવનમાં, પૂર્વ પશ્ચિમ કેરાં
દૃશ્યો કૈં કૈં ફરી ફરી નભે આવશે ત્યાં અનેરાં;
કિન્તુ ક્યાં એ સહુ? ક્યહીં વળી આજની દિવ્ય સંધ્યા,
જેમાં તારી વદનપ્રતિમા જોઇ મેં પુણ્યવંધ્યા?

પાસે મારી, પગ ભીંજવતી આ નદી જાય વ્હેતી,
હૈયે ફૂટે અમર કવિતા ભાવઘેલી હુલેતી:
કો શું જાણે તુજ હૃદયના બોલ દૈવી સરીને
ગુંજે એમાં પળપળ નવી વિશ્વલીલા ભરીને?

ચોપાસેની સીમ સળગતી સાંધ્યની ઝાળ સાથે,
લ્હેરે લ્હેરે તૃણ પવનમાં ઝૂલતાં બીડમાથે;
એ સંધ્યાના કિરણ કિરણે પુણ્યદા મૂર્ત્તિ તારી
જોતો જોતો ભરી સ્મરણમાં જાઉં ત્યાંથી પુજારી.

# નિર્માણ ગતિએ

• ખંડ શિખરિણી •

અમે છૂટાં શાને
પડ્યાં તે દી સાંજે? હજુ ન શકતો તેજ સમજી:
સુહાસિની સંધ્યા કુસુમિત કપોલે કિરમજી
સ્મિતોની રેખાએ હતી મલકતી મોદ વરસી;
અમે તે જોતાં'તાં ઉભય અમ અંગાંગ પરસી.

અજાણ્યું આજે યે,
હજીયે શેં પાછાં મળી નવ શક્યાં આ જીવનમાં?
અમારાં હૈયાંમાં ગીત રણકતાં મંજુલ હતાં—
અને એ ગીતોમાં ઉભય હૃદયો સંયુત થતાં
મહાપન્થે ચાલ્યાં સુખરૂપ જતાં'તાં અમનમાં.

પ્રભો! કહેને ત્યારે—
અમારાં હૈયાંનાં મિલન વસમાં શેં થઇ ગયાં?
અમારાં વાદ્યોના મધુર સૂર તે ભિન્ન રતિએ
પડ્યા શાને? ડાહ્યાં જગતજન સર્વે કહી ગયાં—
રહ્યું ચાલી તારું જગત બસ નિર્માણ ગતિએ!

# હું એકલો

• મિશ્રોપજાતિ •

હું એકલો, ભાઇ! જઇશ મારે
માર્ગે થઈ, ગુંજનગીતમુગ્ધ :
ના માર્ગઆડે કદિ આવશો તમે
પ્રેમે ભીની 'ના' કહી તેડવાને.

મારે નથી મંદિર ગુંબજોને ૫
જોવા હવે; ના હરિતાર્દ્ર કુંજને,
કે કૈં ઊભા અદ્રિ લીલોતરીના—
ના દેખી એ રાચું કદી હવે હું.

મારે જવું દેશ અનંત એવે
જ્યાં ચાંદની મૌનકવિત્વમીઠી ૧૦
ખીલી રહે, જ્યાં કલબ્રહ્મબંસરી
ગજાવતો શાશ્વત વાય વાયુ,
ને જ્યાં ખીલે સાંધ્યદિનાન્ત કેરી
પૂરેપૂરી રંગછટા ઉઘાડી,
વ્હેતા રસે નિર્મળ નિર્ઝરોની ૧૫
તરંગમાલે સ્મિતરશ્મિ મેલી.

જુદાં પડે છો અહિં ભાઇભાંડુ,
છો પૃથ્વીની સીમ ધુમાય ધૂંધળી,
ભલે નદી નીર ઘડીક સુપ્ત
નિઃસ્તબ્ધ ત્યાં ચિંતનમગ્ન નેત્રે ૨૦

જોઈ રહે, તોય પ્રયાણ આદરું.
મારે નથી એ નદીને જળેથી
કૈં કાવ્ય આજે ઉતરાવવાનાં ;
અને ભલે ડુંગરનિમ્ન ઢાળથી
દોડી રહ્યા સ્રોત સફેદ ગર્જતા ૨૫
પાષાણ તોડી પૂરપાટ પૃથ્વીને
અંકે વહી સાગરમાં સમાવા ;
એનાં ય તે અસ્ફૂટ ગીત સૂણવા
મારે નથી આજ વિરામવું અહીં.

મારાં રચ્યાં મંગલ મંજુ ગીતો ૩૦
ધૂને પૂરાં પ્રેમ ભરી કર્યાં મેં :
હવે નથી હોંશ જરીય ગાવા—
કે ગામભાગોળ વિષે ઘૂમીને
નિહાળવો પંખીવિહાર વ્યોમમાં,
કે સૂણવા તે કલનાદ મીઠા. ૩૫

મારે જવું, ભાઇ, જવું છ મારે,
ના કોઇ રોકી શકશે મને હવે.
મારો ભલે દુર્ગમ માર્ગ રહેતો
ખાડા અને કંટકથી ભરેલો :
હું કંટકે કંટક વીણી વીણી ૪૦
ભોંકીશ મારા ઉરના ઊંડાણે—
ના તે પીડા લેશ થશે વધારે,
મને અહીં જે થઇ, ભાઇ, તેથી.

જાનાર હું : છે સહુ માર્ગ જોયો
મેં કલ્પનાની વીંધતી કીકીથી. ૪૫

ના આવશો—ના પૂછશો કશુંયે—
ના રોકવા કો શ્રમ લેશ લેશો.

હું એકલો, ભાઇ, જઇશ મારે
માર્ગે થઇ ગુંજનગીતમુગ્ધ,
વર્ષાભીની સાંધ્યની ઊર્મિઓનું ૫૦
તે ગાન દૈવી સ્મરી ગુંજતો કૈં,
વટાવી શેઢો પછી પૃથ્વીસીમનો
દિગંતની પાર જઈ વસીશ હું!

# રેસ્ટોરાંમાં કવિતા

• અનુષ્ટુપ્ •

સંધ્યાની લાલિમા મીઠી ધીમે ધીમે હતી સરી,
રમ્ય ને સ્વચ્છ રેસ્ટોરાં મહીં ભૂખ તૃષા ભર્યાં
હું અને ગુરુજી મારા પ્રવેશી ચા પીવા જરા
બેઠા બે સામસામેની ખુરશીમાં, અને પડ્યા
વાતમાં, ને ઘૂમ્યા કૈં કૈં દૂર સાહિત્યદેશમાં.
ચા પીધી, બીસ્કીટો ખાધી, જવાને બ્હાર નીસર્યા;
ગુરુએ ચૂકવ્યાં દામ દ્વાર આગળ ટેબલે.

"વિશ્વની હોટલે આવી, ખાતાં પીતાં વિલાસતાં,
પડશે દામ તો દેવાં હૈયાનાં દેહનાં ઘણાં,
ને આત્મા આપણી જેમ જશે ચાલી પછી પથે:"
બોલી હું ગુરુની સાથે વધ્યો આગળ વાટમાં.

# કવિનું ઘર

• લાવણી •

રજની બાલા લઇ પાંચીકા આવી રમવા વ્યોમે,
મૌન ધરી ડુંગર સહુ બેઠા મીટ માંડીને ભોમે;
ડુંગર ડુંગર એ પાંચીકા વેર્યાં કુંડે કુંડે,
સાગર સરિતા ને સરવરમાં કૈંક પડ્યા જઇ ઊંડે.

નગરતણી અંધારી પોળે એક હતું ઘર જૂનું,
સૃષ્ટિતણા સૂનકાર થકી નિજ છપ્પર અધિકું સૂનું:
વાયે ઘરનાં નળિયાં ખસતાં પણ કવિનું ન ઉપડતું,
કોઇ દિવસ યે ના મેં સૂણ્યું ત્યાં નળિયું ખડખડતું!

ઘર પાછળની ભીંત તૂટેલી ને આગળની વાંકી,
કાળા મેશ સમા લક્કડની ખુબસૂરતી છે ઢાંકી!
સસ્તે ભાડે ઘર શોધીને કવિજન વસવા આવ્યા,
ઓરડીની ચારે ભીંતો પર પુસ્તકસ્તંભ ઉઠાવ્યા.

કવિ, ધણિઆણી, સાત છોકરાં, નવ જણનું એ ધાડું:
જેમ તેમ કવિ ખંભો મારી ચલાવતા નિજ ગાડું.
રોજ રોજ ત્યાં પત્ની કરતી ઘરમાં રચના સારી,
કોક વેળ ક્હે વ્હાલા કવિ! શી પુસ્તકની બલિહારી!

રાતે નીંદરમાંથી કવિ પણ ઝંખે દુનિયા ન્યારી,
ચંદા ને કોયલના ગાને પરી દે ભૂમિ ઉતારી!
તાજ અને કંચનજંઘા પર ઊડે કલ્પનપંખી,
ઝબકી જાગી જોતાં ત્યાં તો અંધારાં ર્‌હે ડંખી!

એવામાં ત્યાં સુણ્યો ધબાકો : ઘીની બરણી ફૂટી,
પુસ્તકસ્તંભ પડ્યો ત્યાં નીચે ભીંત ઉપરથી તૂટી!
ચૂલા પર કંઇ પગલાં ચાલે, ખખડે ચીની પ્યાલાં,
"આ કરવા બેઠા ઉંદરડા," કવિને થયાં ઉજાળાં!

'જાગ, અલી! થઇ ભાંગફોડ જો, મ્હેમાનો ખુબ આવ્યા'—
અલીએ જાગી દીપ જગાવ્યો, અતિથિ વ્યર્થ ભગાવ્યા!
'ઘર માળું આ જૂનું તેમાં રસચટકાં શાં ચાખ્યાં?
ઠામ હતો ઉંદરનો ત્યાં ક્યાં અમને લાવી નાખ્યાં?'—

"ચાલ સખી! તેમાં શું બગડ્યું? બદલીશું ઘર કાલે—
માનવને ત્યાં નહિ તો ઉંદર કોને ત્યાં જઇ મ્હાલે?"
સમભાવી કવિ સૂતા પાછા મધરાતે બે વાગે,
ઊંઘે પોળ મહીં સહુ ત્યારે આ ઘરમાં બે જાગે.

આજ ઉંદરડે નૃત્ય કર્યું ને કાલ નાચશે તારા :
કવિ સવારે જશે બજારે લઇ છપ્પરના ભારા!
ઘર જૂનું તો કાવ્ય નવું કંઇ કવિઅંતરથી સરશે :
ઉંદરની મિજબાનીમાંથી કવિબાની પાંગરશે!

# કાઢી નાખેલા જોડાને

• અનુષ્ટુપ્ •

હજી તો એક વર્ષાનાં એક હેમંતનાં તમે
લીધાં છે દર્શનો, ત્યાં શું સંન્યસ્તાશ્રમમાં જવા
ચાહો છો, છોડીને મારા ધરાચુંબિત પાયને?
માપ્યા છે કોસના કોસો, પીધાં છે દૂરદૂરનાં
ગામોનાં દોહ્યલાં પાણી પ્રવાસે આપણે, અને ૫
વાટના વડલા કેરી ઘેરી શીતળ છાંયમાં
પોઢયા છીએ, અકેલા ત્યાં અજાણ્યા ગામની સીમે.

ઢેફાંનાં સ્વાદ છે લીધા—રેતીના રસ યે ચૂસ્યા,
તમે તો મારી સંઘાતે દીઠી કૈં ધરતી નવી;
પાડી છે જંગલે ભૂમી ન્હોતી ત્યાં પગથી નવી, ૧૦
અને કૈં સાહસો ખેડ્યાં મથીને રોજ આપણે.

વર્ષાનાં ઝાપટાં ઝીલ્યાં, શીત ઝાકળથી ઝર્યાં,
ઊગતા સૂર્યના તાપે સૂકાયા તપતાં તમે;
પૃથ્વી પે પાથરી લીલી સુંવાળી તૃણચાદરે
સરકયા છો તમે ભોળા; ને મેં યે કૈંક વાર તો ૧૫
ખૂંચતાં વાટના ગાઢા કાદવે તમને બળે
ખેંચી કાઢી ખરા ભાવે તમોને હાથમાં લઈ
કૂવાકાંઠે કીધા સાફ લૂછીને કેળપાંદડે.

તમારા ભાઈભાંડુથી તમોને અળગા કરી
લાવ્યો હું ઘેર મારે, ને મસ્કો ખૂબ ખવાડીને ૨૦

સ્નિગ્ધ નમ્ર બનાવ્યા મેં, ઝળકાવ્યા ય પાલિસે.
તમારા દેહનાં ચર્મ તૂટતાં સમરાવતો,
તમોને રક્ષતો હું તો મારી શોભા ગણી સદા,
તમે યે ચમ્‌ચમાટે કૈં ગજાવ્યા માર્ગ માહરા.

રાત્રિના તેજના પુંજે પ્રિયાની સહ બેઠકે ૨૫
બેસાડ્યા મેં, ગણ્યા ના મેં પારકા તમને કદી.
તમે તો ભગ્નહૈયાની સૂણી ત્યાં કૈક વાતડી—
દશા એ પ્રેમની ન્યારી દર્દોની દુઃખદામણી—
અમારા ઓષ્ઠનો થાતાં સમાસ ત્યાં સખીતણી
શુભ્ર ચંપલના ઓષ્ઠો તમે યે ચૂમતા હતા. ૩૦
સૂક્ષ્મની પ્રેમગોષ્ઠીમાં સ્થૂલની મૂક ગોઠડી
ગોઠવાતી રહી વિશ્વે—જાણ્યું સત્ય મહા ત્યહીં.
અનેક દર્દની ગાથા તમે સૂણી અમૌન ત્યાં,
ને સૌજન્યે હજી સુધી ગુપ્ત તે રાખતા ઉરે.

તમારા પૂર્વજન્મે તો દૂઝતી પૂજ્ય ધેનુના ૩૫
અંગે વીંટાઇને રહેતા રંગવૈવિધ્યમાં તમે.
ધેનુનાં દૂધ પીએ ને ધેનુના ચર્મનો ઋણી,
માનવી વિશ્વમાં એવી ધેનુને માતશી ગણે;
ને એ સંબંધ સંભારી મારી સાથે તમે ફરી
ગાળ્યો છે ભવ આ બીજો, જન્મની સાંકળી ગુંથી. ૪૦

ગમે તેવા તમે, તોયે અધિકારી અનેક આ
હજારો અવતારોના, જન્મજન્મે ફરી ફરી
આવીને રક્ષતા સ્નેહે કુમળા મનુપાયને.
છતાં એ શું થયું કાલે, તે હું ના સમજી શકું,
કર્મનાં બંધનો સર્વે ઓચિંતાંજ પડ્યાં છુટી. ૪૫

ગઇ કાલે તમે જ્યારે તોડયાં સૌ શિરબંધનો
અને મુખ વકાસીને ઊભા ધૃષ્ટ બજારમાં,
અંગુઠા આંગળીઓ સૌ બ્હેકી લાજ તજી બધી
તમારા સંગમાં ત્યાંથી કાઢતાં બ્હાર ડોકિયું—
ડોકાવી સસલાં જાણે દરમાંથી ડરી જુએ,— ૫૦
ત્યારે મારા પગો બીજી એ સૌને મહિં ખેંચતા,
તોય જેવા હતા તેવા તમે નિર્લજ્જ શા રહ્યા.
હોળી ન્હોતી તથાપિ ત્યાં ધૂળેટી ઊજવી તમે
અને મારા પગોને યે ધૂળ ને કાંકરે ભર્યા:
દાબતાં યે દબાયા ના, તમે તો એમ વિફર્યા! ૫૫
મારા ઘોડા સમા જોડા! તમોને યે કળીયુગે
નવા ઘેલા જમાનાની લાગી શું રજ આખરે?
મનાવ્યા કૈં ન માન્યા ને ઉઠાવ્યું બંડ આ તમે,
પાયનાં તળિયાં મારાં છોલી નાખ્યાં ધુળે ભરી:
જેમ તેમ ઘરે આવી છોડાવ્યા મુજ પાયને, ૬૦
રોષે રીસે ચઢી કાઢયાં તમે તો ખુબ દાંતિયાં!
તથાપિ સ્નેહ પૂર્વનો છૂટયો ના મુજ ઉરથી,
તમોને ઓટલે રાખી ગયો હું પાય શેકવા;
પાણી લાવી તમોને યે પ્રક્ષાલન કરાવિયું,
તમે તો ત્યાં વધુ ફાટી ત્યાગના શબ્દ ઓચર્યા, ૬૫
અને નિઃશ્વાસ મૂકીને મેં યે પ્રણામ ત્યાં કર્યા.
પછી ત્યાં બારણું વાસી સૂતો હું ઘરમાં જઈ,
સંભારી ભાગ્યલેખાં ને ફાની આ દુનિયા બધી!

લેણાદેણી તમારી આ થાય છે પૂરી આજથી;
ને જાઓ છો હવે તેથી એવું ના ઉર ધારશો, ૭૦

કાલથી હું નહીં પ્હેરું જોડા કો ભવવાટમાં.
સૂર્ય જાતાં નથી વ્યોમે અન્ધારું પૂર્ણ જામતું,
ચંદ્ર ને તારલાનાં ત્યાં છૂટે છે ઝરણાં નવાં
શાંત ને મધુરી જ્યોતિ પૃથ્વી પે વરસાવતાં.
એક પ્રિયા જતાં છોડી, જીવતી તેમ અન્યથા, ૭૫
નથી વિધુર સંસારી રહ્યો આ જગમાં સદા.
જાય છે એક તે જાશે—બીજાં થંભી નહીં રહે,
બીજાંને કોઇક બીજાંની વળી હૂંફ મળી રહે.

ગમે તેવું હશે તોયે તમે તો મુજ અંગના:
હજીયે ઉષ્ણ આ મારી હૈયાની ધબકે સ્મરી ૮૦
તમોને કાવ્યથી આપું વદાય, એ ઘણું ઘણું!
ફાટલા, તૂટલા મારા જોડા! છૂટા ભલે પડો!
ફાટલા તૂટલા છૂટા અમે યે જગથી થશું!

## એક સાંજે ચિતા સમીપ

• મિશ્રોપજાતિ •

ચિતા ભલે આ ભડકે બળી રહી
રાતી પીળી જ્વાલ નભે ઉડાવી,
ને ઠારતાં ખાક જશે બધી વહી,
દેશે મહાસાગર એ સમાવી.

ઊડે પણે સાંધ્યની લાલચોળ
જ્વાલા નભે સિન્ધુસ્મશાનતીરે;
શરીર એનું જળતું અમોલ
જાશે ડુબી ત્યાં નભસિન્ધુનીરે.

હા, બેન! એ આથમી સાંધ્યરૂ પાછી
રહેશે ઉગી પૂર્વ નભે ઉષા ઠરી
ઓષ્ઠે ધરી મૌલિક લાલી આછી:
તું એમ શું આવીશ વિશ્વમાં ફરી?

હા! સાંધ્યની જેમ ગઈ તું ચાલી,
તો ઊગજે પાછી નવી રૂપાળી,
નવા પ્રદેશે કરતી ઉજાળું,
ભલે ન એ રૂપ ફરી હું ભાળું!

# બીજે ગામ

• ખંડ—શાર્દૂલવિક્રીડીત •

"બીજે ગામ જવા શું, ભાઇ, ઉપડયા?"—
"હા, ભાઈ, બદલી જવું છ અહિંથી, બીજેજ ગામે જશું,
રે'શું ને સુખ મ્હાલશું અધિક ત્યાં; આંહીં ન ફાવ્યું કશું;
લાંબો કાળ હવે રહી શું કરવું, પ્રારબ્ધપાને પડી?
ર્‌હેતા'તાજ અમે ઝૂરી જીવનમાં, ક્યારે મળે આ ઘડી?
—ને આજે મળી એ ઘડી જીવનમાં, પન્થે હવે તો પડયા."

"બીજે ગામ જઈ શું, ભાઈ, કરશો?"—
"હા, ભાઈ, ત્યહીં પામશું મળ્યું નથી એવું અહીંનું; ત્યહીં
મ્હાલીશું, રમશું, દિનો વહવશું ત્યાં સુખ શાંતિ મહીં,—
જોશું ખેતર સીમ રમ્ય વગડા વાટે, અને વાવશું
સારાં બીજ ધરાપટે, પછી લણી—એ ધાન્ય લૂંટાવશું!
—થાશે સાર્થ દિનાન્તમાં શ્રમ કર્યો: બીજે જગે સાર શો?"

"બીજે ગામ હતા શું આની પ્રથમે?"—
"હા, ભાઈ, નથી કાળ કૈં વહી ગયો, કાલેજ બીજે સ્થળે
ર્‌હેતા'તા સુખશાંતિથી, સમયની ના લેશ ચિંતા દિલે:
સંતોષે પ્રભુનું દીધું ઉર ગ્રહી આ જીંદગી ગાળતા,
ને ગાતા કિરતારના ગુણ અમે ભૂલાઇને ભાળતા,
ને છોડી અહીં ગામ આ સુખદ છે માનીજ આવ્યા અમે."

# કન્યાકુમારી અને કુમારી કન્યા

• સવૈયા–ચોપાઇ •

આવે છે સાગરનાં મોજાં
ઘૂમતાં ઊછળતાં સોલ્લાસ,
હું કન્યાકુમારી જાણી
તરવરી રહે મુજ ચરણો પાસ!
મોજાં અમર પ્રણયને ગાય,
ઊંડે દરિયે ચાલી જાય.

જોબનના અંકુર ફૂટે ત્યાં
આવે અન્તરદ્વાર યુવાન!
ગાઉં કુમારી કન્યા ત્યારે
પ્રેમજીવનનાં મીઠાં ગાન:
યુવાન પ્રેમ પકડવા ચાહ્ય,
અણજાણીને પરણી જાય!

## નવવધૂ

• પૃથ્વી •

રસજ્ઞ સ્વજને સુશોભિત વિશાળ ખંડે જઈ
દિવેટ લઘુ દીપની ચમકતી નિશામાં મૂકી,
પલંગ નવદંપતી અરથ પાથર્યો શોભિતો
સજી ધવલ ચાદરે, કુસુમપાંદડી વેરીને.

હતી નવવધૂ ઊભી નયન ભૂમિમાં રોપતી ૫
પલંગ નિકટે સલજ્જ મુખ ઘૂમટો તાણીને;
હતી સભર જોબને સુભગ ચુંદડી શોભતી
અને લગનકંકણો ખખણતાં હતાં હાથમાં.

નભે કિરણશૈત્યથી મુદિત ચંદ્રિકા દીપતી
કરી ધવલ ડોકિયું સહજ દેખતી ખંડમાં: ૧૦
ત્યહીં યુવક ઘેલછા અજબ અંતરે ધારતો
ગયો યુવતી પાસ કૈં અકથ ક્ષોભ સ્નેહે ભર્યો.
'હવે સ્મૃતિ પિયેરની ન કર પ્રાણવ્હાલી સખિ!
હવે હૃદયસ્વાસ્થ્યમાં નવલ ઘેર તારે રહે!'—
નિદાન નિજ બાપડીતણું ઉરે હશે ગુહ્ય શું? ૧૫
અજાણ અણચિંતતાં ઉરવિહીન બેભાનશો

ગ્રહી નવવધૂતણા ઉભય હસ્ત તે ખેંચતો.
સરે ત્વરિત ઘૂમટો વદનથી સુમુગ્ધાતણા:
અહો! પ્રભુ! તહીં ખુલે વદનવ્યોમ મેઘે ભર્યું,
અને ઉભય નેણમાં ચમક અશ્રુબિન્દુતણી! ૨૦



## શ્રીમતી

• અનુષ્ટુપ્ ને મિશ્રોપજાતિ •

બારણે બારણે બોલી ચાલતી જાય શ્રીમતી:
"ચાલો નગરનારીઓ! પૂજાર્થે બુદ્ધદેવની."

સ્ત્રીઓ તહીં શબ્દ બિભત્સ બોલતી
કરે કમાડો ઝટ બંધ તેમનાં;
સૌમ્યાંગના દાસી જતી ઝપાટે
આમંત્રણો આપતી ઘેરઘેરે.

'રહેવા દો! હશે કોઈ દાસી એકાદ બુદ્ધની'—
"સંધ્યાકાળ થયો, ચાલો! પૂજાર્થે પ્રભુસ્તૂપની."

ચાલી જતી સૂર ભરી મુખે ત્યાં
ઉત્કંઠ તે નાથ કને જવાને;
જાણે, જતી વિદ્યુતવેગ ધારી
દાસી મહાતાન પ્રમગ્ન દેવની.

વિજન- ભવ્ય શેરીઓ, પુર સ્મશાન શું દિસે:
ધસે છે શ્રીમતી ત્યારે પૂજ્ય તે સ્તૂપની દિશે.

દિગંતરાલે પુર ભવ્ય શાંતિમાં
જાણે સૂતું ક્રૂર પ્રકોપ ભોગવી;
જોઈ રહ્યાં કૈં જન શ્રીમતીને
જતી ધરી થાળ ભરેલ પુષ્પથી.

બિમ્બિસાર તણા પુણ્યે ઊભો સ્તૂપ સુધર્મનો
સ્મરણે બૌદ્ધ ગંગાના મૂર્ત્ત તથાગતાત્મનો.

દેવાલયે શંખ તણા ધ્વનિઓ
ને ઘંટ ડંકા પળ આરતીના
ગાજે મહાઘોષથી સાંધ્યવેળા,
ઉત્થાપવા બૌદ્ધ પૂજાવિધિઓ.

ત્યાં રાજ્યવાટિકાખૂણે ચોપાસે શૈલસ્તૂપની
તમિસ્ર વીંધતી દીપમાલા ઉજ્જ્વલ જાગતી

વિલોકતાં સ્તૂપ સમીપ કોઈ,
ત્યાં રક્ષકો ધાઈ અસિ ધરી કહે:
રાજા તણો હૂકમ તોડનારું
હજીય છે કોણ પુરી મહીં આ?

શ્રીમતી ઘૂંટણે સ્તબ્ધ ધ્યાનસ્થ સ્તૂપ સન્મુખે—
ઓષ્ઠે મંત્ર દયા કેરો, ધ્યાને પ્રભુ તથાગત!

"રે મૃત્યુને માગતું કોણ આંહીં?"
એ સાદ શૂન્યે ન શમે શમે ત્યાં
બોલી મહામગ્ન પ્રબુદ્ધ ધ્યાનથી:
"દાસી પ્રભુબુદ્ધતણી, હું શ્રીમતી."

શસ્ત્રમાં જ્યોતિની રેખા પ્રતિબિમ્બિત ઊડતી;
અસિને ઝાટકે ત્યાં તો ધરા પે ઢળી શ્રીમતી.

સ્તૂપે ઝગંતી દીપમાલ વીંટી,
કંપી બુઝાઈ ગઇ રક્તછાંટણે;
કંપી દિશા સ્તબ્ધ કરાલ સ્પંદને,
અંધાર વ્યાપ્યો દિશ સર્વ ઘેરી.

"જય હો! જય હો બુદ્ધ!" પ્રાર્થતી શ્રીમતી ઢળી,
રૂંધાયા શ્વાસ આર્યાના, શમી શૂન્યે સુરાવલી.

# મુગ્ધ પ્રેમની કરુણ કહાણી

(અનુષ્ટુપ્)

વૃદ્ધને ચાહનારી તો દીઠી ના મેં હજી જગે,
છતાં આજેજ દીઠી મેં સૂર્યાસ્તે એક સુંદરી
વૃદ્ધના પ્રેમને ન્હાતી, હૈયું જુવાન રેલતી,
તલસે બાપડી તેને હૈયે સ્હેજ વિરામવા.

રૂપાળી તેજવંતી ને કોરે હંસ તરાવતી                    ૫
લાલ સાડી ડિલે, ભાલે કંકુનો રમ્ય ચાંદલો;
વીંટી હીરાજડી મોંઘી આંગળીએ, અને ઉરે
બાઝતી કાંચળી રમ્યા સંતાતી અર્ધદર્શને.

એવી તે બાપડી આવી ઊભી પશ્ચિમઘાટમાં
દૂર દૂર ઘણે, ઘેરા સાગરો સાત છોડીને                    ૧૦
દિગંતે વ્યોમને માળે ચઢી, એકીટશે જુએ
પૃથ્વીપાટે વયોવૃદ્ધ ઊભેલા વડને તહીં.

મથે છે વડ યે એના બન્ને હાથ પ્રતીચીમાં
લંબાવતો સખીને ત્યાં સ્પર્શવા, ક્ષણ ખેલવા,
ને તેને ગોદમાં લેવા નમાવે શિર યે હસી.                    ૧૫
આવી ના ત્યાં શકી સંધ્યા, કારમા સાત સાગરો
બિચારી લેશ ઓળંગી શકી ના, ને તહીં પડી
ગઈ ડુબી મહાબ્ધિમાં; અને એ વડ બાપડો
શોકાઘાત સહી ના કૈં શક્યો, ને નિજ હાથથી
આશા તૃષ્ણા બધી એની ગાડતો જાય ભૂમિમાં!                    ૨૦

રોતો વ્હોતો તડી ઊભો ઘેરી અંધારી રાતમાં,<br>
ઝૂરતો ઝંખતો એનાં પ્રેમસ્વપ્નો દિનાન્તનાં.

વર્ષોથી હજુ એનો એ ઊભો છે નિજ પ્રેમનાં<br>
ધ્યાન કૈં વાંચતો પેલા દૂર પશ્ચિમઘાટમાં:<br>
પર્ણો પ્રારબ્ધનાં એનાં ખેરવીને પળે પળે ૨૫<br>
ગણે છે દિન વીતેલા, વીત્યા તે સમીસાંજથી.

## રંભા જાડી

• મંદાક્રાંતા–સ્ત્રગ્ધરા •

રંભા જાડી નવ વરસની ખેલતી ગીત ગાતી
શેરીઓમાં શિશુગણ મહીં, હાસ્યદેવી બનીને.
'જાડી! જાડી! પકડ તું મને!' બોલતાં બાલ સર્વે,
પાસે તેની જઇ ગબડતી તેલના પીપ જેવી.
રંભા ત્યાં તો મથતી ધરવા બાલને દાવ દેવા;
થાકી જતાં દૂર ખસી જઈ આમલીની ઘટામાં,
ગાતી મીઠું ગીત, નવ કદી ક્યાંય એવું સુણાયું.
પાસે થંભી જતી ટચુકડી સૂણતી ખીસકોલી,
ને ત્યાં પક્ષી તરુ પર ઠરી સાંભળી મૂક રહેતાં:
ટોળે ભેગાં શિશુ થઇ જતાં, ખેલવું છોડી કેવાં!
રંભાના ગીતસૂરે મગન થઇ બધાં ડોલતાં પુષ્પ જેવાં.

※

• અખંડ ઝૂલણા •

પાંચમા વર્ષથી એજ શેરી વિષે
આવજા તેહ કરતી હતી એકલી
નિત્ય એ શેરીના છેક નાકા સુધી
પ્હોંચતી એકલી, ને સમી સાંઝરે
કાળજૂની પડી આમલી છાંયમાં
તૂટી ભીંતોતણા ઘર વિષે વિરમતી.
રાત્રિ ત્યાં આવતી પૃથ્વીને પાટલે

કોટિ તારાતણી દીપમાલા કરી,
થંભતી આમલીછાંયડે તે જરી
સૂણવા ગીત રંભાતણાં ત્યાં ફરી.

રંભાના ગીતમાં ભૂલે વ્યોમ ને ધરણી વ્યથા;
શેરીની સુંદરી ચર્ચે રંભાના લગ્નની કથા.

✻

• અખંડ ઝૂલણા •

ગીત પૂરું થતાં રાત્રિ ચાલી ગઈ;
સૂર ઊડી જતાં વાટ ઝૂમી પડી;
વ્યોમની દીપમાલા બુઝાઈ ગઈ.
સુભગ સિન્દુર સેંથે ભરીને ઉષા
પૂર્વના ચોકમાં ખેલતી, વેરતી
રંગ વાદળપટે; ઊર્ધ્વ વ્યોમે ચઢી
ડોલી મધ્યાહ્ન કેરી જુવાની મદે;
સૃષ્ટિ તંત્રેય તે જોબનો ઓસર્યાં,
ને રહી દિવ્ય સંધ્યા શી પશ્ચિમ દિશે
જીવનાન્તે બધાં ગીત સંકેલતી—
રંગ પૂર્વે હતા તે બધા ઝંખતી.
—ને પછી આવી શું રાત્રિ? હા, રાત્રિ તે
મૃત્યુનાં દ્વાર ખખડાવીને પૂછતી:
"મૃત્યુ! ના શું, અલ્યા, સાંભળ્યું ગીત તેં
ગાઈ રંભા રહી પૃથ્વીને મણ્ડપે?
લાવ એને અહીં, આપણે સૌ પછી
એકલાં આ ખૂણે હૃદયભર ગોદમાં
સૂણશું ગીત રંભાતણાં શાંતિથી."

મૃત્યુને વાર શી?
ઊઠીને અનુસર્યાં રાત્રિની ઓથમાં!

ચિતાની તીવ્ર જ્વાલામાં સંધ્યા ત્યાં બળતી હતી,
ગીતના આર્ત્ત સૂરોમાં રંભા ઓગળતી હતી.

*

• અખંડ ઝૂલણા •

ત્યાં સર્યાં મૃત્યુ ને રાત નીરવ પદે,
આભ ને પૃથ્વીના પંથ ખોળી વળ્યાં,
સદ્ય આવી તહીં શેરી નાકે પછી
આમલીછાંયડે ગહન મૌને ઠર્યાં.

આમલીડાળીઓ કારમા પવનમાં
કંપી આજે રહી પૃથ્વીની કુંજમાં.
બારીમાંથી વહ્યું ગીત રંભાતણું—
તેજ પરિચિત મધુર ગીત મંજુલ મૃદુલ—
ઊઠી પાછું પડયું–પાછું જાગી ઊઠયું—
આમલીછાંયમાં ગીત ડૂબી ગયું.

રાત જેવીજ આ રાત આવી, ગણી
લોક સૂતાં હતાં શાંત સ્વપ્નાં મહીં.
આજ એ ગીતના સૂર જૂદા હતા—
સૂરના અન્તમાં તીવ્ર પીડા હતી.
ને ધીમે શાંતિમાં ગીત ડૂબી ગયું—
ગીત ડૂબી ગયું, સીમ રોતી રહી.

*

પ્રભાતે શેરીમાં સ્ત્રીઓ રોતી ને કૂટતી જતી:
રંભાના લગ્નની ગાથા અધુરી પુરમાં થતી.



## ઉર્વશીનું અવસાન

• મિશ્રોપજાતિ-વંસતતિલકા •

ચારુ પ્રભા સૌમ્ય મુખારવિંદની,
બીજેન્દુ શી પાંપણ લોચનોની,
કન્યા હતી તે મુજ સૌમ્ય શિષ્યા,—
સંધ્યાશી ઘેરી નવરંગી ઓઢણી
ને જાંબુડી ઘાઘરી કોર કેસરી ૫
પ્હેરી નિશાળે નિત મોડી આવતી;
કર્ણો કનેથી સરકી રૂપાળા
કેશોતણી કૈં લટ ઊતરી જતી
સ્કન્ધેથી તેની કટિમેખળા સુધી.
ને મૂકતી પ્રથમ પુષ્પ સુકોમળાં તે ૧૦
આવી સમીપ મુજ ટેબલ પે હસીને.

ના પૂછું હું યે થયું કેમ મોડું,
તથાપિ તે પુષ્પ, ઉઠાવી સૂંઘું,
ને અંતરે કૈં નવચેતના ભરી,
ઊઠી ત્વરાથી ખુરશી ત્યજી દઈ ૧૫

ત્યાં બાળકો પાસ ઊભો રહીને
શિખાડતો પાઠ નવો ઉઘાડી.
કન્યાતણું પુષ્પ કરેજ ર્‌હેતું
વાક્યાંતરે તે કદિ સૂંઘતો જતો:
ભૂલી જતો ત્યાં મુજ ભંગઉરનાં ૨૦
જાગ્યાં અજાગ્યાં સહુ ગીત ઘેલાં.

*

નિત્યક્રમે એમ પ્રસન્ન મારું
શોકાર્ત્ત હૈયું કુસુમે ગુંથાયલું
ર્‌હેતું સ્મરીને મુખ કન્યકાનું. ૨૫
કૈં માસ વીત્યા અમ બેઉ વચ્ચે
અન્યોન્યના ઉરની શૃંખલા કરી,
એનો હતો હું ગુરુ એવી રીતે,
અને હતી એ, ગુરુ માહરી યે
ભૂલાવવા શોકવ્રણો દિનાસ્તના.
ને કૈંક વેળા લખી હુંય લેતો ૩૦
કાવ્યોર્મિ, હોઠે સ્મિતને રમાડતો
પ્રફુલ્લ ચિત્તે: સહુ શિષ્યસંઘમાં
એનું હતું સ્થાન અનેરું અંતરે.

*

પરન્તુ આવી નહિ એક દી તે
ને ઉર મારે કંઇ ચિંતના ઊઠી, ૩૫
વસંતની કોમલ નર્તનાવલી
સરી જતી લાગતી પર્ણપર્ણથી.
હજીય ત્યાં હું ખુરશી મહીં પડી

કન્યાતણું સુસ્મિત પુષ્પપુષ્પે
જીવંત જાણે રમતું નિહાળતો. ૪૦
વીત્યા દિનો સાત વિષાદપૂર્યા:
રજા બપોરે અડધા કલાકની
હતી પડી, ને પુરી સદ્ય થાતાં
વર્ગે પ્રવેશ્યાં સહુ બાળકો ત્યાં.
—ને એક બાળા તહીં આવી બોલી: ૪૫

• પૃથ્વી •

"ગઈ પરમ દા'ડની ગુજરી ઉર્વશી આપણી."
પછી વરગ-ફી દઈ ઉચરી: "ઉર્વીના બાપુએ
કહાવ્યું મુજ સાથ કે ઘટિત નોંધજો પત્રકે,
અને તરત છેકજો તહીંથી નામ તેનું હવે."

*

• અખંડ ઝૂલણા •

નામ છેક્યું હતું, સ્તબ્ધ બેઠો હતો ૫૦
શોક વા સ્મરણની મૂર્ત્તિને પૂછતો.
એકલો હું હતો, વિશ્વ ન્હોતું તહીં;
સૂણતો સૂર ચિર એક વીણાતણો.
ઉર્વશી! ઉર્વશી! ક્યાં હવે ઉર્વશી?
જોતજોતાં ગઈ ક્યાં સરી નેણથી? ૫૫
પૂર્વનાં સ્મરણનાં ચિત્ર મૂકી ગઈ
દિવ્ય દેહાન્તરે ગૂઢ સૂક્ષ્મે વસી.
કાવ્યની કંદરાને ભરી શોકથી
ગઇ અનંતત્વનાં ખેતરો ખૂંદતી,
જેમ જાતી હતી વર્ગમાંથી ઘરે ૬૦
પાઠ ગીતો ભણ્યાં ગુંજતી અંતરે.

સીમ વીતી ગઈ, શૂન્ય દેશે વસી :
ના રહી મૂર્ત્ત કો ક્ષિતિજ તે દેશની.

એ જતાં એક આ પૃથ્વી ને નભ થયાં,
કલ્પના એ વસી એક થઇ કાવ્યમાં ; ૬૫
કૈં નથી લોક પરલોક આ વિશ્વમાં,
સૌ અનંતત્વની સાંકળે ઝૂલતાં
સર્વ આત્મા વસી ભિન્ન દેહાન્તરે.
દેહદેહે વસે આત્મ આ દેહનો
જગતમાં, જગતની પાર સુરધામમાં ૭૦
જ્યાં મળે યોગ્ય સહવાસ આ સૃષ્ટિમાં.
ને ચિદાભાસ ને શૂન્ય અવકાશમાં
મૃત્યુના વાદ્યના સૂર ગુંજી રહ્યા :
રજનિમાં સાંજનાં ગીત ડૂબી ગયાં,
ને ઉગ્યો અન્તરે ઉર્વશીતારલો. ૭૫

*

• અનુષ્ટુપ્ •

ત્યાં ઘોંઘાટ વધ્યો વર્ગે, શૃંગથી ચિત્ત ઊતર્યું :
એજ વર્ગ : એજ શાળા : એજ ચક્ર જતું ફર્યું.



## કાવ્યપુષ્પો

० મિશ્રોપજાતિ ०

આ કાવ્યપુષ્પો દરરોજ વીણું
જ્યારે ખરે પાંદડીઓ ઉષાની;
'એ કાવ્યથી આશ ધરે તું શાની,
રે શબ્દમાળી?'–સુણું એમ હીણું;
ગાંડાઇ જાણે જન શી કળાની?

આવીશ તારે પદ, તાત વ્હાલા!
નાખીશ ત્યાં શું તુજ ડોક માંહીં?
ગૂંથીશ હું ઝાકળપુષ્પમાળા,
ને ગુંજતો મંગલ ગાન ત્યાંહીં
નાખી ગળે ધન્ય લઇશ સાંઇ!

હું આજનો માળી રહું અત્યારે,
થઇશ ના કાલ પૂજારી શાને?
ને ખ્યાલ તો તું કર, તાત! ત્યારે
કેવો મને હર્ષ થશે પ્રદાને?
–એની હશે શી ગમ આ બધાને?

## રામજીનું રુદન

○ રાગ બિહાગ–તાલ ત્રિતાલ ○

આજ મારો રામજી રુવે રે!
કોઇ એનાં આંસુ ન લ્હુવે રે!
મારો આજ રામજી રુવે રે!

કવિયા મારા કીર્ત્તનકારો
દુખમાં ભટકે રે!
દલિત તણે દિલ ભેદના વાડા
અન્તર ખટકે રે!
મારો આજ રામજી રુવે રે!

ભોમકા કીધી ધાન્ય થકી ત્યાં
રુધિર છવાતું રે!
પ્રજા વધારી પ્રેમ થકી ત્યાં
વેર શું થાતું રે!
મારો આજ રામજી રુવે રે!

જાત બચાવવા જોર દીધું તો
ભાઇને મારે રે!
પુણ્યને જોવા ઝંખું ત્યાં એ
પાપ વધારે રે!
મારો આજ રામજી રુવે રે!

# પ્રભુને નિમંત્રણ

○ લાવણી ○

આવ હવે તું દ્વારે મારે, આવ હવે એક વાર,
પ્રભો! તું આવ હવે સાકાર!

વસંત ખીલી હશે નવ તોયે દઈશ ગુંથી કુસુમાળ,
ભર્યું ભર્યું મુજ જીવન આખું આપીશ હું તતકાળ—
ચરણમાં મૂકીશ જગગોપાળ!

રજતગુંથી રજનીની વાટે, થઈ ક્ષિતિજને ઘાટ,
આવ હવે અતિથિ મુજ દ્વારે, છે દર્શનતલસાટ,
પિતા! પળપળ ઝંખું તુજ માટ!

મત્ત પ્રવાતે નાવડી તારી લાંગરી પેલે તીર,
ઊતરજે, ઓ તાત દયાના! કાળસમુદ્રે ધીર!
વિતાડી આવજે શ્યામલ નીર.

આતમદીપ મૂકું હું દ્વારે ઝગતો આખી રાત,
શ્રદ્ધાનું ભરી તેલ નિરન્તર સંકોરું ભલી ભાત,
ન એને નડશે ઝંઝાવાત.

જગની ધોરી વાટે ઊભો મારો રંકનિવાસ,
અહીં સુધી તું આવજે જોતો મારો દીપઉજાસ:
તને ત્યાં વધાવશે તુજ દાસ!

તારી મંગલ ભૂમિથી આવે સીધો પંથ સચોટ,
તવ દર્શન કરતામાં, બાપુ! બાઝીશ તારે કોટ:
પછી શી પડશે મુજને ખોટ?

રંક ભિખારી હું છું ત્યાં તો આપવું લેવું બાખ:
સુણજે મારાં ગીત પ્રેમથી, ચૂમજે મારી આંખ!
પ્રગટશે મુજને નવલી પાંખ!

# તું !

○ રાગ કાફી—તાલ ત્રિતાલ ○

રંગબેરંગી સાંધ્ય સલૂણી
ઉતરે પશ્ચિમ પાર—
સપ્તસમુંદરઉર પર તેનું
પટ રેલે ઘડીવાર:
ઊડે એ સંધ્યાના ય ચિતાર,
જગતમાં પ્રસરી રહે અંધાર.

ત્યાં કોટિક તારક અજવાળે
શ્યામલ નભનો પાટ:
ચંદ્રતણો દીવો લઇ ચાલે
રજની નિજ જગવાટ!
પ્રકાશે ઝગમગ થાતું વ્યોમ,
હૃદયગીત ગાય કરુણમુખ ભોમ.

સુખમાં દુખ, દુખમાં સુખ આપી
ઉજવે જીવનપંથ:
મુજ ઉર તું તુજ ગીત જગવવા
છેડે લઘુગુરુ તંત!
પ્રભો! મુજ અંતર કેરું બીન
રહો તુજ અંગુલિનેજ અધીન!

# પ્રભુનું મિલન

૦ રાગ કાફી–તાલ લાવણી ૦

જોઉં ક્યારે નેણલાં મીઠાં રે, પ્રભુ! તારાં નેણલાં મીઠાં?

શોધું તને પ્રભુ! એકલો શોધું, વીતી ગયો કૈં કાળ:
પેઠો કૈ કૈ દેવદહેરામાં પ્રગટી જ્યાં દીપમાલ:
શોધ્યાં પણ ક્યાંય ન દીઠાં રે!
પ્રભુ! તારાં નેણલાં મીઠાં! —જોઉં૦

વડના કેટલા ચોતરા પૂજ્યા રેલવીને સિન્દૂર,
પાઇ પૈસો ને કુલડાં મૂક્યાં, તોય ન ધબક્યું ઉર:
નહિ જરી ત્યાંય જણાયો રે!
પ્રભુ! હું તો ફોગટ ધાયો! —જોઉં૦

ધર્મ તણા કંઇ પાઠ ભણ્યો ને જાપ જપ્યો કૈ વાર;
એક વખત પણ મુખ નહીં તારું પ્રભુ! દીઠું સાકાર!
જપ્યું મારું ધૂળમાં રોળ્યું રે!
જોઈ જોઇ નેણ મારું ચોળ્યું! —જોઉં૦

તાપી નર્મદા કે જમનામાં—ગોમતી ગંગા માંહિં
સ્નાન કીધાં વળી દાન દીધાં મેં; તોય ન દીઠું કાંઇ–
પ્રભુ! ક્યાં તુજ નામનિશાની રે?
આશાની જ્યોત બુઝાણી! —જોઉં૦

એક દિન પેઠો ઢેડને ઘેરે, ત્યાં તું આવ્યો હાથ:
દુનિયાને ઠગી કેવો રહે તું, દીન પીડિતની સાથ?
પ્રભુ! મારે ઢેડ છે થાવું રે!
તુજ વિણ જીવવું શું આવું! —જોઉં૦

## જગતનાવ

○ રાગ ભૈરવી–તાલ લાવણી ○

સુકાની! સાચવજે સુકાન! તને તો ભરદરિયાનું તાન!

આકાશે બેઠો બેઠો તું
ચલવે જગનું વ્હાણ—
કો સમજે ને કો નવ સમજે
તારાં ગૂઢ નિશાન:
પ્રવાસીનાં નયણાં ભીંજાય
રડે સૌ નિજનિજ વાતે ત્યાંય.—સુકાની!

નિજનિજ વાત બધાંજ વિચારે,
પણ આખર છે એક;
વ્હાણ જતું જ્યોતિસાગરમાં
અનેકનો લઇ ટેક:
સુકાની! સહુનો તું આધાર,
અમારા ખાલી હોહાકાર.—સુકાની!

વીર સુકાની! વેગ વધારી
જાવા દે પુરપાટ!
બેઠા તારે નાવે ત્યારે
ઉતાર પેલે ઘાટ!
ભલે ના તુજ સમજાય નિશાન,
અમારું સાચવજે સુકાન!—સુકાની!

# મેળાનો માલિક

० રાગ ખમાચ–તાલ ધુમાલી ०

હાટ ભરાયાં ચાર ખૂણામાં,
લીલા છોડ વિલાયા રે,
ક્ષિતિજ ઉપરથી વાયરા વાતાં
ધુળગોટા ઉભરાયા રે ! —હાટ૦

રૂડાં રમકડાં ધુળે દટાણાં,
સાજ પડયો સૌ સૂનો રે:
તારી બજારે દુકાન માંડી
માલ થયો સહુ જૂનો રે! —હાટ૦

પશ્ચિમ ઘાટે સંધ્યા ઊભી
દીપ કરીને જોતી રે,
કેવી ભરાણી પૃથ્વીપાટે
બજાર તારી સ્હોતી રે ? —હાટ૦

માલ મૂકીને ચાલ્યા પથિકો
દૂર દૂર પરદેશે રે;
પણ ઊભો તું કઈ દુકાને
અણદીઠા ગૂઢ વેશે રે ? —હાટ૦

## જગતનાવ

૦ રાગ ભૈરવી–તાલ લાવણી ૦

સુકાની! સાચવજે સુકાન! તને તો ભરદરિયાનું તાન!

આકાશે બેઠો બેઠો તું
ચલવે જગનું વ્હાણ—
કો સમજે ને કો નવ સમજે
તારાં ગૂઢ નિશાન:
પ્રવાસીનાં નયણાં ભીંજાય
રડે સૌ નિજનિજ વાતે ત્યાંય.—સુકાની!

નિજનિજ વાત બધાંજ વિચારે,
પણ આખર છે એક;
વ્હાણ જતું જ્યોતિસાગરમાં
અનેકનો લઇ ટેક:
સુકાની! સહુનો તું આધાર,
અમારા ખાલી હોહાકાર.—સુકાની!

વીર સુકાની! વેગ વધારી
જાવા દે પુરપાટ!
બેઠા તારે નાવે ત્યારે
ઉતાર પેલે ઘાટ!
ભલે ના તુજ સમજાય નિશાન,
અમારું સાચવજે સુકાન!—સુકાની!

# ખલાસીની અંતિમ પ્રાર્થના

○ રાગ કાલિંગડો—તાલ ત્રિતાલ ○

ડગમગ ડોલે વ્હાણુ રે, ઓ મારા કપ્તાન !

ચતુરદિશા ચઢતી ઘનછાયા
ઘેરી દે નભ ઘોર !
ક્ષિતિજ ઉપર રહી ખેંચી લે તું
મારો જીવનદોર !
ઝૂલતો તારે આંગણુ આવું,
સાયરનું ચિર સંગીત લાવું :
ફૂંકી લે તોફાન રે !
ઓ મારા કપ્તાન !—ડગમગ૦

નીલ ગગનથી તારક ધ્રૂજતા
જઇ છૂપાયા ક્યાંય :
તાણ્યા સઢ ઝડપે વધવા પણુ
ઝંઝાનિલે ચીરાય !
સાયરઉરના સૂર કથળતા,
મોજા ઘુઘવી મત્ત ઉછળતા :
છટકે હાથ સુકાન રે !
ઓ મારા કપ્તાન !—ડગમગ૦

છેલ્લું પ્રાર્થનગીત આલાપું,
જગવું તુજ આહલેક !
ચતુર દિશાના ઘુઘવાટામાં
સુણુ છેલ્લું ગીત એક !

સઢ સહુ ફાટ્યા – સુકાન તુટ્યું –
જહાજ ફૂટ્યું – જીવન ખૂટ્યું :
કરી દે તુજ મહેમાન રે !
ઓ મારા કપ્તાન ! — ડગમગ૦

# પાર

॰ રાગ કેદાર–તાલ ત્રિતાલ ॰

જાવું સામે પાર, મારે જાવું સામે પાર!

મધરાતે તવ સાદે જાગી,
ખેતર નદી ને બીડ વટાવી
જાવું સામે પાર—
મારે જાવું એકલ સ્વાર! —જાવું॰

નહિ કો જ્યોતિ મારગ આખે,
નહિ ચાંદરણું કે ધ્રુવતાર;
માત્ર વાયુના છલકે સાગર,
નહિ એંધાણી કોઈ પ્રકાર. —જાવું॰

નિર્જન, નીરવ, નિઃસીમ આખો
પંથ અનંત અમિત વિસ્તાર,
કોણ બતાવે મારગ ભૂલ્યો
જ્યાં નહિ કોઇતણો સંચાર? —જાવું॰

સાદ કરી લે મોડો વ્હેલો,
એજ દશામાં પ્રોઉં દિદાર:
અન્તર દીપની એકલ જ્યોતે
હો વ્હાલા! આવું નિરધાર! —જાવું॰

## વતનનું સ્મરણ

○ મંદાક્રાંતા : સૉનેટ ○

માડી! મીઠું સ્મરણ જગવે ભૂમિ ને સીમ તારી,
ને રૂપેરી વહી જતી પણે દક્ષિણે ગામછેડે
મીઠે મીઠે હલક મુજને કોલક સ્નિગ્ધ તેડે
કાંઠે એને ફરી વિહરવા ઠારવા દૃષ્ટિ મારી.

–ને આ મારું સ્મરણઝરણું શીઘ્ર કાંઠે સિધારી
તારી કુંજો ધુમસવરણી ઝૂલતી જોય નેડે;
ને રેતીમાં વહન કરતું જાય તે ખેતશેઢે,
ને ત્યાં ભાળે હરિત ઝૂલતાં ખેતરોની ખુમારી.

લુખ્ખા તારા ઉજ્જડ વગડા, તોય તે પ્રેમભીનાં
આજે મારે સ્મરણ સ્મરણે ગીત મીઠાં જગાડે.
કે મા! ભૂલ્યો નથી હજીય હું લ્હેરતી બાવળીનાં
લીલાં પેલાં વન તહીં ઊભાં ગામકેરે સિમાડે:
ભૂલું મારાં દરદ સઘળાં દૂર દેશે ઠરીને,
માડી! તારું સ્મરણ મધુરું બે ઘડીયે કરીને.

## પૃથ્વીપતિ

○ મંદાક્રાંતા: સૉનેટ ○

હું છું પૃથ્વીપતિ, સકળ આ વાડી ને ખેતરોનો,
 ન્હેરોનો ને હરિત વનનો, બીડના શેખરોનો.
નાખું દાણો અવનિપટમાં, કોટિ દાણા લણું છું,
 ખેડું છું, ત્યાં કણ કણસલે કોટિ કોટિ ગણું છું,
ને એ લીલા નિરખી ઉતરે થાક સૌ અંતરોનો.

ચિંતા એની દિવસભર હું રાખું હૈયે હુલાતાં,
 ને મારીયે અજબ રતિની દાઝ એ ઉર દાખે:
છે માટી આ સ્થૂલ, ખડક ને ઉદરે અગ્નિ રાખે,
 એ યે સાચું: પણ અવનિ એ ખોદી ઊંડાણ જાતાં
ફૂટયાં છે ત્યાં વિપુલ ઝરણાં વારિનાં મીઠું ગાતાં.

જ્યાં જ્યાં મારું પગલું પડશે ત્યાં ધરાશ્રેય થાશે,
 ધાન્યોનું ત્યાં વિપુલ જડશે ખેડતાં સોનું કાચું;
પૃથ્વીની ત્યાં કદર વધશે, ને કવિ સર્વ ગાશે
 ગીતો મોંઘાં: "કૃષીવલતણી પૃથ્વી છે સ્વર્ગ સાચું!"

# સ્થિતિનું પરિવર્તન

૦ પૃથ્વી: સૉનેટ ૦

તને, વદનગર્વિણી વય અઢારની બાબલી!
કહું કવણ શબ્દમાં ક્ષણ સમાવવાં ક્રોધને?
લગીર પગ લાગતાં, "અડકશો જરી ના મને--"
સુદૂર ખસતાં વદે! ખરી અઢાર રંગાવલી!
ભૂલી પ્રથમ રંગ તે તુજ પરોઢનો કાં વળી?
ભૂલી મધુર ટાપલી કંઈક ખાધી મારી પણે?
અને સરિતરેતમાં રમત ખેલતાં આપણે,
ભૂલી ગઈ તને હું શો હસવતો કરી ત્યાં ગલી*?

નવીન તુજ જ્ઞાન એ ગઈ શીખી કહે ક્યાં થકી?
અઢાર વરસો પછી પણ મને તું એની જ એ!
પછી મુજ સમીપ શો પ્રકટ ડોળ આ ઘાતકી?
તને અડકતાં પડી અજબ આજ શી વીજ એ?-

વદે વદનલજ્જિતા મુખ છુપાવતી પાલવે:
"ભલા! હૃદય તારું ના રહ્યું પરોઢ જેવું હવે!"

* ગલીપચી

## શંકા

० પૃથ્વી: સૉનેટ ०

સખી! શરદપૂર્ણિમા નવયુવા ખીલી આભમાં
સુઘટ્ટમધુ ચંદ્રિકા રજત રમ્ય રેલાવતી,
ચરાચર ઉરે સ્ફુરાવી રસઊર્મિં, મ્હેકાવતી
કતાર મૃદુમાલતી કુસુમની ધરાછાબમાં.
સખી! પ્રણયપૂર્ણિમા સુદ મનોહરા ખ્વાબમાં
ચઢી જીવનગુમ્બજે ભવનિવાસ દીપાવતી;
પછી કવનકલ્પને નયનરમ્ય અંજાવતી
તરે પ્રણયચંદ્રિકા ઉરતડાગના આબમાં.

થશે શું નવપૂર્ણિમા ગળતી ઇન્દુરેખા સમી?
સદાય ક્ષયવૃદ્ધિના જીવનમાંય પક્ષો હશે?
જશે ધવલ માધુરી શુભ મયંકની આથમી,
અને ભવનિવાસનાં પગથિયાં ચઢંતાં, થશે
સખી! પ્રણયજ્યોત્સ્નિકા પણ શું કૃષ્ણપક્ષે કમી,
પછી ત્રુટિત ચંદ્રશું હૃદયહોડકું હાંકશે?

---

સુઘટ્ટમધુ=મધુના જેવી ઘટ્ટ
નવયુવા=નવા જોબનથી ભરેલી
ગળતી=ગળી જતી, કમી થતી

## અમર સ્નેહનો તારો *

० પૃથ્વી : સૉનેટ ०

સખા! મિલનની હવે ઘડી કહીં? ન પાછા અહીં
મળીશું જગમાં પરસ્પર વરાળ કાઢી ઘટે
જરા શમન પામવા, ક્ષિતિજ સાંધ્યરંગો મહીં
વિમુગ્ધ થઇ બેસવા કર ગુંથી નદીને તટે.
હવે વિહરવું રહ્યું અમર કલ્પનાભોમમાં
સદૈવ તવ મૂર્ત્તિમંત સ્મૃતિચિત્ર ટાંગી ઉરે,
જડી નજર દૂરના અલખ તારકે વ્યોમમાં,
ગણું તહીં ઠર્યું હશે પ્રણયબિન્દુ તારું ખરે!

રહીશ નિરખી હવે નવલરૂપ સંધ્યા, અને
દિગંતશિર પશ્ચિમે તનક તારલો એ† ભવે:
સખા! નિરખતો રહું તવ પ્રશાંત રાત્રી હવે,
જીવું વિરહગ્રસ્ત તારક સમો વ્યથાસ્પંદને
સમૌન દ્રવતો, નિહાળી જગનાં ઠગારાપણાં,
અને ચમકતો રહું અમર સ્નેહમાં આપણા!

---

* મારા સ્વ. મિત્ર ભાઇ ગુણવંતરાય વૈષ્ણવના સ્મરણમાં.
† 'એ'નું વિશેષ્ય 'તારલો' છે.

# વિખૂટા *

○ પૃથ્વી : સૉનેટ ○

વદાય વસમી સદા: વિરહકાલની વેદના
સહી શકીશ કેમ હું? હૃદયતાર છૂટા પડયા;
વિલીન સ્વર સૌ થયા સ્મરણવ્યોમમાં ખેદના:
હતા ઉભય એકશા પણ હવે વિખૂટા પડયા.
સખા! તુજ મકાન બારી મહિંથી પ્રતીચી દિશે
ઊભા નિરખતા હતા નવલ સાંધ્ય રંગાવલી
તહીં નિરખી 'ચંદ્રની સુભગ રેખ રંગો વિષે
વદ્યો તું "અહીં શાં રહ્યાં ઉભય ચંદ્ર-સંધ્યા મળી!"

પછી ક્ષિતિજઉંબરે નિજ પથે જતી સાંધ્યની
રહી તગતગી અમીઝરતી મીટ ચંદા પરે.
અને ઉભય ત્યાં થયા અલગ આપ આરાધ્યની
વિભિન્ન જગવાટમાં અગમ કો બળે આખરે!
મળ્યા ઉભય ને થયા પૃથક, સાંધ્યચંદા સમા;
નહીં શું મળશું ફરી કહિંક ગોળ આકાશમાં?

* મારા સ્વ. મિત્ર ભાઇ ગુણવંતરાય વૈષ્ણવના સ્મરણમાં.

## પ્રયાણ

૦ પૃથ્વી : સૉનેટ ૦

પડે ક્ષિતિજકૂપમાં ગગનચોકનો ઘંટ ત્યાં,
ચઢી વિહગ આભમાં અવનિકુંજમાં ઊતરે;
જવું, બસ જવું હવે, સમય ના રહ્યો આખરે:
દિસે ગગનઘંટનો કનકદોર તૂટંત ત્યાં!
લઉં સકળ સાધનો પથપ્રયાણનાં આજ હું;
કવું ગીત પ્રયાણનું હૃદયનાં ઝીલી સ્પંદનો;
પડી ચરણ ઘુંટણે, દઇ વદાયનાં વંદનો,
પછી સકળ સંઘમાં સુભગ અસ્તમાર્ગે વહું.

ઊડે તિમિરગોટ દૂર દૂર પાદશું સંઘના;
હવે નવ વિલંબ હું કરી શકું જરી આ પળે.
થયો મિલનનો અહીં સમય આપણો છે પૂરો!
અમે પથ અનંતમાં ધપશું સાંધ્યના રંગનાં
સમૂહસૂરથી ગીતો જગવતા નવા કો બળે:
રહ્યું, બસ રહ્યું હજી રટણ સૂણવા તે સૂરો!

# અમે કવિ?

○ પૃથ્વી : સૉનેટ ○

હવે ગગનગુમ્બજે કદિ ન મીટ માંડી રહું,
ઝગે નભશિરે ભલે તગરપુષ્પ* શા તારલા,
શશી બદલતો રહે રસિક રાશિના હારલા;
હવે નયન ઠારવા કશી ન વ્યોમલક્ષ્મી ચહું.
શમે હૃદયમાં સહસ્ર કંઇ ઊર્મિ ઊઠી વહી,
ભલે અનુપ કલ્પના પ્રકૃતિમંદિરો બાંધતી
ઊડે નયનથી મહા વીજ સમી કલા સાધતી,
છતાં દઇશ કોઇને કવિપિછાન મારી નહીં.

મને "કવિ" કહું? ન કો કવિ જગે થયો નિમંબો :
અનંત ભુવને યુગોયુગથી જે કવે એકલો
મહા જીવનસ્રોતની અગણ ઊર્મિમાલે ગ્રહી
અખૂટ રસપ્રેરણા, અમર વિશ્વકાવ્યો રચી :—
અમે સહુ તરંગ તે ચિર પ્રવાહ કેરા અહીં
જરી ઉછળી ભાંગિયે, 'કવિ' રહ્યા અમે ક્યાં પછી?

---

* તગરના છોડનાં તારા જેવાં સફેદ ફૂલો આવે છે.

## વતનની સ્હેલગાહે

॰ મંદાક્રાંતા: સૉનેટ ॰

રોશો લ્હોશો નયન નમણા ના જરી, બંધુ, બ્હેની!
ગાડી મારી પળ્વિપળમાં, વાગતાં ઘંટ પેલો,
ધીમે ધીમે ઉપડી ધરશે પંથ એનો પડેલો;
ને હું આઘે જઇશ નવલી સ્હેલગાહે મજેની.
વ્હાલાં! મોંઘાં સહજીવનનાં ગીત ગાયાં ઉમંગે,
ગુંજી ર્‌હેશે સકળ ઉર તે મૌન મીઠું ધરીને;
ને સૌને એ ગત દિવસની સાથ હૈયે ભરીને
ર્‌હેવું, સ્હેતાં દુખ વિરહનું સ્નેહના સ્વપ્નભંગે.

હું તો ચાલ્યો, સુહૃદ! ભગિની! જન્મભૂમિ સ્વદેશે;
ત્યાં યે મારાં સ્વજન વસતાં: જોઇને રાહ મારી
ત્યાં સ્વર્ગંગા મધુર મલકી દિવ્ય સત્કાર રેલી
પાછો મારા પ્રિય વતનનો સ્નેહ ઉદ્ભાવી ર્‌હેશે.
શાને વ્હાલાં કરુણ દ્રવતાં વેદના વ્યર્થ ધારી,
ચાલ્યો હું જ્યાં વતન ભણી આ અંજલી અર્પી છેલ્લી?

# સીમની સંધ્યાને વદાય

० શિખરિણીઃ સૉનેટ ०

સુવર્ણે રેલાતી ક્ષિતિજ ઉઘડે અદ્રિશિખરે,
અને બીડા વંદે તૃણ નમવતાં બિમ્બ સરતું;
બધા મત્તાનિલો ખુબ ખુંદી વળી આભ ફરતું
દિગંતે દેખીને વડીલ પળતાં સર્વ વિખરે.
ચરી મેદાનોમાં ઘર તરફ સૌ ઢોર ફરતાં
ઊભેલી સંધ્યાની પગલી ચૂમતાં એકવદને,
ભરી વાડોમાંના થુવર ધુળગોટે વનવને
રહ્યા ઝૂરી મૂગા ચરણ તક ઓળા ઉતરતાં.

પનિહારીઓએ પણ સરિતમાં પાય ભીંજવી
નિહાળ્યો પશ્ચિમે અવર જન કો કુંભ ભરતો
મહાબ્ધિ—ઓવારે કનકજળમાં શાંત નયને;
મીઠા આલાપોથી વિહગ વનનાં ઉર હીંચવી
લપ્યાં સૌ કુંજોમાં તિમિરપશુ દેખી વિચરતો,
અને સૂની સીમે ઉતરી મધુરી શાંતિ શયને.

## ચાલી જતી સંધ્યાને

॰ શિખરિણી : સૉનેટ॰

જરી તો જો પાછું! તુજ ગગનપંથે ટમકશે
જતાં વેરી દેતી ચરણરજ જે તારી પગલી,
વળી જો ત્યાં તારું પગનખ પડેલું ચમકશે
ઘડી બે, હે સંધ્યા! થઈ ધવલ બીજેન્દુ–નખલી!
અહીં પૃથ્વીપારે સરિત સર ને સિંધુ ઉછંગી
તને ખેંચી રહેતાં તુજ સ્વજનશાં પાલવ ધરી;
છતાં ના તું જોતી સહજ પણ પાછું અહીં વળી,
અને એ સૌ અંતે હતમુખ રહે આજંવ કરી!

ભલે ના જો પાછું, તુજ પથતણી રંગભરતી
નિહાળી લેવા, કે વધુ ખિલવવા આ રસધરા—
ભલે ના જો પાછું વધુ વિરમવા આ સ્થળ જરા—
છતાં મેં જે ઝીલી દ્યુતિ તુજ નરી અંગઝરતી
અને ગાયાં ગીતો તુજ કિરણશાં ભાતવરણાં,
ન શું તે યે તારે ઉર જગવશે સ્નેહસ્મરણાં?

## વદાય

○ શિખરિણી : સૉનેટ ○

તમે સૌ જાગેલાં મુજ હૃદયથી ગીત મધુરાં,
મને છોડી હાવે નવલ જગપંથે વિચરશો ;
જઈ પુત્રી જેવાં શ્વસુરગૃહમાં જ્યોતિ ભરશો—
સુતાના તાતે[1] તો ભવ નિરખવાં સ્વપ્ન અધુરાં.
ઉગ્યાં હૈયે મારે પરમ પળમાં ઇંદ્રધનુશાં,
ઉરે ભાર્યાં મેઘે અજબ રસલીલા અનુભવી:
હવે તો આનંદો રસિક ઉર સૌનાં તમ નવી
ભરીને જ્યોતિશ્રી રવિકિરણજન્મ્યાં સુતનુશાં !

ઘડીનો આનંદે[2] કરુણ જગહૈયું હુલવશે,
ઘડીની લીલાયે મનુજનયનોમાં પ્રભુતણી
કૃપા રેડી રહેશે : તવ હૃદયવ્હાલાં, પથ ધરો !
જશો, ને સંધ્યા તો ગગનપથ રંગે જગવશે,
અને વેરી દેશે રજનિ તમ પૂઠે મણિકણી :
ભર્યું મારું તેવું ઉરસદન સૌનું જઈ ભરો !



૧. પુત્રીના બાપે. ૨. આનંદ પણ.

# શુદ્ધિપત્ર

"પ્રવેશક"માં

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૫ | રસવૃતિનો | રસવૃત્તિનો |
| ૧૮ | ૬ | કોઇને | કોઇં ને |
| ૨૫ | ૧૪ | ભૂમાને | ભૂમિને |
| ૩૫ | ૨૪ | છુ | છું. |
| ૩૮ | ૨૧ | કુંભ | કુંભ— |
| ૪૦ | ૫ | છે. | છે, |

સાંધ્યગીતમાં

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨ | ૮ | આભ આરે | આભઆરે |
| ,, | ૧૫ | ઉર યુગલનું | ઉરયુગલનું |
| ,, | ૧૮ | હૃદય ધબકા | હૃદયધબકા |
| ૨૩ | ૧૦ | એયે | એએ |
| ,, | ૧૫ | પ્રણય સ્મરણું | પ્રણયસ્મરણું |
| ૩૦ | ૬ | જગ ક્યારી | જગક્યારી |
| ૪૭ | — | —— | પાનાનું મથાળું ખોટું કરેલું છે. |
| ૪૮ | ૩ | પાગલી | પગલી |
| ૬૫ | ૭ | ભગહૈયાની | ભગ્નહૈયાની |
| ,, | ૮ | દર્દો દુઃખદામણી. ની | દર્દોની દુઃખદામણી |
| ૭૧ | ૧૧ | સંધ્યા | સાંધ્ય |
| ૧૦૪ | ૫ | સા | સૌ |
| ૧૦૯ | ૭ | વદનો | વંદનો |